જયાથી તેણીએ ઘણીક જાતના સેફ, આલુ, પીચ, સફરચન, લીબુ, માલુંગુ, આરંજ, મેઠી, તુલસી, ગુલછરી, ચંમેલી, વીગરે બીજી જાતના ફુલ અને સુઘંધી રોપા લીધા, અને તેણીએ તે પેલા હેલકરીને સઘલું તેની પાંતીમાં મુકી તેણીની પછવાડે જવાને ફરમાવ્યું. પછે ખાતકીની દુકાંન આગલથી જતાં સઉથી ઊંચું ગોસ્ત પચીસ રતલ તોલવાને તેને ફરમાવ્યું અને તે પણ પેલાની પાંતીમાં મુકયું. બીજી દુકાંનેથી તેને તરેહ તહરેવાર જાતનું સરકામાં બનાવેલું અચાર લીધું; અને ત્યાંથી આગલ વધી પસતાં, અખરોત, બદામ, વગરે સુકો મેવો તેની પાંતીમાં લેઇને ભરયો. પેલો હેલકરી આએ સઘલું પોતાની પાંતીમાં મુકી તે ભરઈ ગયલી જોઈ બોલ્યો, "મેહરબાંન બાંનું, તમોએ મેહરબાંની કરી જનાવવું જોઇતું હતું કે તમારે આતલી બધી ખરીદી કરવી હતી કે જેથી હું તે લાધવા, શાથે એક ઘઘેડો કે ઊંઠ લેતો આયે ને કારણ ત્યાં પોતે ગઈ અને ત્યાંથી તરેહ તહરેના સુઘંધી તેજાબો ખરીદ કરી પેલાની પાંતીમાં ભરયા. આએ સઘલાંથી બચારા હેલકરીની પાંતીતો તદન ભરચકર થઈ ગઈ. તે લેઈ તે તેણીની પુઠે ચાલવા લાગો. તેઓ એક ઘણાજ ભપકાદાર ઘેર આગલ આવી પોહોતાં; જે ઘેરનો આગલો ભાગ નકસીદાર થાંભલાથી બનાવેલો હતો અને તેનો દરવાજો હાથીદાંતનો હતો. ત્યાં તેઓ ઉભા રહ્યા અને પેલી ઓરતે તે દરવાજો આસ્તેથી ઘોકયો.

સેહરાઝાડીને સુર્યનાં દર્સન થવાથી મુગી રહી ગઈ.

"મારે કબુલ કરવું જોઇએછે બેહન." ૮ રઝાડી બોલી, " આએ ૦ પરથીજ કે રૂંચ કે રેહશે ન બા

હોવી જોઇએ. એ બાબે તે પેલી સાથે ગોફ્તેગો કરવા જતો હતો તેવામાં એક બીજી ઓરતે અંદરથી આવી બારનું ઉગાડીઉં જેની ખુબ-સુરતીથી તે હેલકરી તો બેફાંમ બની ગયો. ખરેખર તે તેના નખરાંથી એટલોતો ઘેલો બ-ની ગયો હતો કે તેની તોપલી પણ માથાપર-થી પડી જતી હતી. તેને તેણીની ખુબસુરતી ખરેખરની ઓરત કધી દીઠી હતીજ નહીં.

પેલી ઓરત જે પેલા હેલકરી સાથે આવી હતી તે તેને બે ભાન જોઈ તેનું કારન સમજી ગઈ અને તેથી પોતાને પુષકલ રમુજ મલવાથી । મોહ તરફજ જોયા કરતાં બારણું ઉંગાડી-'ન' તેની તેણીને ખબર પડી નહીં. જે ઓરત ... ઉંગાડનારીએ આવની; જનાતું ઓ-?"

ણીથી ભરેલો ફુવારો હતો કે જે પાંણી તે મધે એક પીતલના હાથીના મુખમાંથી પડતું હતું.

પેલો હેલકરી જોકે બોજાથી દબઈ ગયો હતો તોપણ આએ ઘરનો ભપકો જોઈ વીસમય થઈ ગયો, અને દરેક ચીજ ઘણીજ રીતસર ગોઠવેલી જોઈ બહુ ખુશી થવા લાગ્યો; પણ તેણી અજા-એબીમાં વધારે હુમેરો કરવાનું કારણ તેની દ્રશ-તીએ પડેલી એક તરીજી ઓરત હતી જે પેલી બીજી કરતાંબી વધારે ખુબસુરત દીસ્તી હતી અને જે પેલાં ઉપર કહેલાં તખતપર બેઠેલી હતી. પેલી બે જનીએ જે તેણીને માન આપ્યું તે પરથી તે સમજયો કે પેલી તેઓમાં વડી હશે, અને એવી કલપણા કરવામાં તે ઠગાયો ન હતો. આએ ઓરતનું નામ **ઝોબીડી** કરી હતું, જેણીએ દરવાજો ઉગાડીઓ તે **સાફીઈ** કરીને જનાઇ હતી, અને જેણી ખોરાક ખરીદ કરી લાવી હતી તેને **અમીની** કરીને કેહતાં હતાં.

પે... હતો **ઝોબીડી** આગલ જઈ




બીજી સહવારે દીનારઝાડીએ, વાત સાંભરવાની હોંશથી જલદી જાગી ઉઠવાથી સુલતાનાને હાક મારી કહ્યું:—"પ્યારી સેહરાઝાડી, જો તને ઊંગ ન આવતી હોયતો **અમીની** જે ખાવાનું લાવી તેનો તે બેહનોએ શું ઉપયોગ કીધો તે હમોને કહી સંભલાવ." "વારૂ ત્યારે તે સાભલવાને તૈયાર થા," સેહરાઝાડીએ જવાબ દીધો.

જે પૈસા પેલા હેલકરીને મલચા તેથી તે બહુ ખુશ થયો, પણ તે લેઇને પાછું જવાને તેનું દીલ થયું નહીં. આએ તરણ ખુબસુરત અબલાઓને જોવાની ખુશાલીમાં તે ત્યાં થંભ થઈ ઉભો, કે જેઓ સઘલી તેની નજરમાં એક એકથી સરસ દીસતી; કારણ **અમીની**એ પોતાનો બુરખો કાહાડી નાખવાથી તે પણ પેલી બીજીઓ જેટલીજ ખુબસુરત દીસવા લાગી. તેની અજાએબીમો વધારે ઉમેરો થયો, કારણ તેઓ સંગાથે કોઈ પણ મરદ નજર પડતો નહીં; કે જ્યારે ઘણો ખરો ખોરાક, જેવોકે સુકો મેવો તથા તરેવાર મીઠાઈ અને સુરબો તે લાયો હતો તે જેઓ ખાઈ પી મોજ મારનાર હોય તેમને બરનો હતો.

પેહલાં **ઝોબીદી**એ ધારયું કે હેલકરી દમ ખાવા થોભયો હશે; પણ ઘણો વખત તેને ઉભેલો જોઈ તે બોલી, " કેમ તું શાને માટે ખોટીછે? શું તુંને આપ્યા તેટલા પૈસા થોડા પડયાછે ?" પછે **અમીની** તરફ ફરી બોલી, "બેહન, બચારાને થોડા બીજા પૈસા આપ કે ખુશી થઇને જાય."

**હેલકરી**—નેકબાનું, મને ખોટી થવાનું કારણ પૈસા નથી, કારણ તેતો તમે મને જોઇએ તે કરતાં વધુ આપ્યાછે. હું સમજુછું કે મારે મારૂં કામ [illegible] રેહવા પછે હવે વધું વખત મારે ઉભું રેહવું નહીં જોઇએ; પણ હું ધારૂંચ કે તમે ગોસો નહી કરસો, કારણ હું જોઈ ઘણો [illegible] થયોછું કે આવી તરણ અતી [illegible] ખુબસુરત નારી સાથે કોઈ મરદ નજર પડતો નથી. તમોને ખબર હશે કે જેમ ઓરત વગર મરદોની મંડલી બીન મજાહની હોયછે તેમજ મરદો વગર ઓરતની મંડલીને મોજ મલી શકે નહીં.

વલી તે સાથે તેને સાબેતીમા બીજી કેટલીક બાબદો કહી સંભલાવીને તે સઘલાનો અંત બગદાદની એક કેહવત કહી સંભલાવી લાયો કે, "કોઈ પણ ખાંનાંની જગ્યા ચાર મેજબાંનો કર્તા ઓછા હોયતો સંપુરણ ગનાય નહીં;" અને તેટલા માટે જયારે તેઓ તરણ હતીતો એક ચોઠા વગર ચાલેજ નહીં.

તેઓ હેલકરીની આએ તાલમેલથી હસવા લાગી, જે પછે **ઝોબીદી** જરા ગંભીર થઈ બોલી "ભલા આદમી તું હમારી ભલમનસાઇનો ઘણો લાભ લેછે, અને જોકે તુંને મને જણાવાની ગરજ નથી તોયપણ હું તુંને કેહઉંચ કે હમો તરણ બેહનો છઇએ, અને હમારો સઘલો વેહવાર ઘણોજ છુપી રીતે ચલાવીએછે કે જેથી હમારે વીશેની કોઇને ખબર નથી. હમારી વર્તનુકથી કોઇ પણ અનસમજ માણસને વાકેફ નહી કરવાનું હમોને મોતેબર કારણછે.

અને હમે એક સારાં ઘરંથકરતાની ચોપડીમાં વાંચીઊછેકે, 'તમારી છુપી વાત કોઈ આગલ કરસો ના. જે પોતાની છુપી વાત જાહેર કરેછે તેની લગામ પછે તેના હાથમાં રેહતી નથી. અને તમારાજ જીગરમાં તમો તમારી વાત સમાવી ન શકતાતો તમે બીજાને છુપી રાખવાની કેમ આશા રાખી શકો?'"

**હેલકરી**—નેક બાનુઓ, તમારા પેહલા દેખાવપરથીજ હું પાંમી ગયો હતો કે તમો કોઈ સાધારણ સ્ત્રીઓ નથી, અને તેમાં હું જોઊછું કે એ ભુલ કીધી નથી. જોકે મારાં નશીબના જોરે હું તવંગર બની મારા આએ હલકા ધંધાથી છુતો પડવાને શકતીવાન થયો નથી, તોપણ મારાં મગજને સાસ અને તવારીખની ચોપડી વાંચી જેટલું બની સકે તેટલું સુધારવાને પાછલ પડીયો નથી. તમો જો મને કેહવાની રજા આપોતો મેં બીજી ચોપડીમાં એક કેહવત વાંચીછે, અને જે પરમાંણે ચાલવાને હું હમેસ ભુલતો નથી, કે 'આપણે આપણી વાત એવાથી છુપી રાખવી કે જે આપણા વીસવાસનો ઘેર ઉપયોગ કરે; પણ સમજુ આગલ તે કેહવાને આપણે અચકાવું નહીં કારણ આપણે જાણીએ છીએ કે તેઓ તે જાહેર કરસે નહીં.' મને એક છુપી વાતથી વાકેફ કરવો તે ગોયા તે વાતને એક પેતીમાં બંધ કરવું કે જેની કુંચી ખોવાઈ ગયલી સમજવી અને તેથી તેનું બારણું કદી નહીં ઊઘડે તેમ બંધ થઈ ગયું.'"

**જોબીડી**એ જોયું કે તે હેલકરી કાંઈ હાજર જવાબીમાં અધુરો નહીં હતો, તથા તેની આએ તાહેલું કરવાની મતલબ તેમની સાથે મોજ મારવાની હસે તેપરથી તે હસીને બોલી, "તુંને ખબર છે કે હમે મોજમજા કરવાની તૈયારી કરીએ છીએ, અને તેં જોયુંછે તેમ તેપર ખરચ કરવાની કાંઈ વાન કરતાં નથી, માટે તેથી તે ખરચમાં ભાગ આપ્યાં વગર તુને તેનો લાભ લેવા દેવો એ તદન ખોટુંછે." ખુબચેહર **સાફીએ** પોતાની બેહનનાં તેકામાં કહ્યું, "દોસ્ત, તેં શું આએ સાધારણ કેહવત કધી સાંભરી નથી, 'જે પોતા સાથે કાંઈ લેતો આવે તેનાં પગલાં મુબારક હોજો; પણ જો કાંઇજ નહીં લાવેતો જેવા ખાલી હાથે આયા તેવા પાછા પધારજો?'"

જો **અમીની**એ બચારા હેલકરીની તરફેન ખેંચી **જોબીડી** તથા **સાફી**ને કહ્યુ નહીં હતે કે, "મારી પ્રીય બેહનો, હું તમારી પાસે માગી લઊંછુંકે એને અતરે થોભવાદો. મને તમોને જનાવવાનું કાંઈ કારણ રહ્યુ નથી કે એ આપુને બહુ ગમત આપસે, કારન એની વાતપરથી તેતો તમુને જનઈજ આયુ હશે. હું તમુંને ખાતરી સાથે જનાઊછું કે એની હુશીઆરી તથા જડફ વગર આતલું બધું કાંમ કરી આતલી જલદીથી હું પાછી ફરી શકતે નહીં; તે સાથે વરી રસ્તામાં મને માન સાથે જે બધી ગમત એને આપી તે કહીશ તો તમો મારી આએ અરજ કબુલ રાખવાને ભુલશો નહીં."

આએ સબ્દો જો તેનીના મુખમાથી નીકલત નહીં તો બચારા હેલકરીને ઘભરાત સાથ પાછું ફરવું પડત.

**અમીની**ના આએ કેહવા ઉપરથી તે હેલકરી એતલોતો ખુશી થઈ ગયો કે તેનીની સામને ગુઠણમંડીએ પડી તેનીના પગ આગલની જમીન ચુમી, ઉઠી બોલવા લાગો, "ખુબચેહર નાજનીન, તમોએ મારાં સારાં નશીબને આજે ખીલવીઊં, તથા આએ તમારાં સખી દીલથી તેને સંપુરણ કર્યુંછે. મારેથી તમારો ઉપકાર પુરતો માની શકાતો નથી." પછે તરણેડે બેનો તરફ ફરી કેહવા લાગો, "તમો બાનુઓ કે જેઓએ મારી ઉપર આતલો મોટો ઉપકાર કર્યો,

છે તેઓ એવું ના સમજતાં કે હું તેના ઘર, ઉપયોગ કરીશ, અથવા હું એમ પણ નથી સમજતો કે આએ માનને હું લાયકનો છું. ખચીત, હું હમેસ તમારા એક તાબેદાર ગોલામ દાખલ મને સમજીસ." આએ મીસાલે બોલયા પછે જે પૈસા તેને આપવામાં આવ્યા હતા તે પાછા આપવા જતો હતો, પણ ઝોબીડીએ તેને તેમ કરતો અટકાવી કહ્યું, "હમે જેઓએ હમારી નોકરી કરી હોય તેમને તેના લવાજમ દાખલ એક ફેરા જે આપ્યું તે કદી પાછું લેતા નથી."

દીવસ રોશન થવાથી સેહરાઝાડીએ બોલવું મોકુફ કર્યું. દીનારઝાડી તેનીને મુગી રહેલી જોઈ ડલગીર થઇ પણ તેનીને આશા હતી કે બીજે રોજે તે વાત આગલ કરવામાં આવશે; કારણ સુલતાનને તે સાંભરવાની ખાયસ હોવાથી બીજે દીવસે સાભલવાનો વીચાર જનાવી તે ઉઠી ગયો હતો.




સહવાર પડવા આગમજ દીનારઝાડી જે તેનીની બેહને દીલ પસંદ વાત કરવા માંડી હતી, તે આગલ ચલાવાની યાદ આપવા ભુલી નહીં. એ ઉપરથી સેહરાઝાડીએ સુલતાન તરફ ફરી બોલિવું સહરૂ કીધું: શાહેબ તમારા હોકમથી હું મારી બેહનની હોંશ પુરી પાડુછું."

ઝોબીડીએ હેલકરી પાસથી પૈસા પાછા નહીં લીધા અને બોલી, "દોસ્ત તુને હમારી સાથે રેહવાની રજા આપવા આગમજ જેબી હમે અતરે કરીએ તે વાત છુપી રાખવાનીજ માતર કબુલાત હું લેતી નથી. હમો તારી પાસે સારી ચાલ ચલાવાની પણ જામીનગીરી માગીએછે." આએ વાત ચાલતી હતી તેટલાં અમીનીએ પોતાનો બાહેર જવાનો પોશાક કાહાડી નાખી તે ઝભો પોતાની કમરે વીતાલીઓ કેવ ગર અડચને તેણીને કામ કરવાને બની આવે. પછે તહરેવાર જાતનું ગોસ્ટનું ખાંનું પોતે લેઈ આવી અને સુનાનાં પ્યાલાં તથા દ્રાક્ષના દારૂના સીસા લાવી મુક્યા. એ પછે તરતજ ત્રણે ખાંનુઓ પોત પોતાની જગ્યા ઉપર તે સુફરા ઉપર બીઠી અને પેલા હેલકરીને પોતાની પાસે બેસાડયો અને તમે જેમ ધારયું હશે તેમ તે આવી ત્રણ ખુબસુરત નાજનીનો સાથે પોતાને બેઠેલો જોઈ બહુજ ખુશીમાં આવી ગયો. થોડાક નવાલા ખાધા પછે અમીનીએ એક પ્યાલું તથા દારૂની જામ ઉઠાવી અને પેહલે પ્યાલું ભરી આરબોની રીતી પરમાણે પોતે પી ગઈ, જે પછે પોતાની બેહનોને પ્યાલું ભરી એક પછે એકને આપ્યું કે જેઓએ તે નોશ કીધા બાદ ચોઠી વખત તે ભરી હેલકરી તરફ ધરયું, અને તે લેવાં આગમજ અમીનીના હાથ ઉપર જે બોસો લીધો, અને તે પીવા અગઉ નીચલી મતલબનું એક ગીત ગાયું:—જેમ પવન પોતા સાથે જે સુગંધી જગોપરથી જાયછે ત્યાથી તેનો વાસ પોતની સાથે લેતો જાયછે તેજ મીસાલે એક દારૂ હું પીનારછું તે તમારા નાજુક હાથમાંથી આવવાને લીધે એ દારૂનો જે કુદરતી ખવાસ તેમા વધારો થયોછે. આએ ગીતથી તે ઓર-

તો એટલીતો ખુસી થઈ કે તેઓએ પોતે પણ એક એક પછે એકકું ગીત ગાઈ દેખાડયું. ટુકમાં કહીએતો ખાનાના સુફરા ઉપર તેઓ એવી પુષકલ વખત લગીન બહુજ મજાહ કરી કે જ્યાં મોજ આપવાના સાંધનોની જરાએ ખોત નહીં હતી.

દીવસ આથમવાનો વખત થવાથી સાફીઇએ ઉઠીને તરણડે બેહનોના નામથી તે હેલકરીને

અમીનીએ બીજી વખત બચારા મજુરની તરફેન થઈ કહ્યું, "બેહનો એ કેહેછે તે ખરૂં છે; એની અરજથી હું ખુશી થઈછું, કારણ આપણે અત્યાર તુલીક એને બહુજ ગમત આપીછે; તેથી તમો જો મારી સહલા લેઓ, અથવા જેટલું હું ધારૂંછું તેતલાં જો તમો મને ચાહતાં હોવોતો, આપણે એને આજની બાકીની રાત અતરેજ કાહરવા દઇએ."



હેલકરી ગીદ ગાય છે (સફે ૯૪)

કહ્યું, "ચાલો ઉઠો; હવે તમોને જવાનો વખત થયોછે." પણ તે હેલકરી આવી મજાહમાંથી જવાને ખુશી નહી હોવાથી બોલ્યો, "અફસોસ ! મેહરબાંન બાહનુંઓ તમો મને આએ હાલતમાં કયાં જવા ફરમાવોછો ? અરે તમારી મંડલી અને દારૂથી હું તદન ચકચુર બની ગયોછું. મને ઘરનો રસ્તો તદન સુજવાનો નથી. મને આજની રાત તમારે ગમે તાહ પણ અતરેજ રેહવા દો કે હું પાછો હુશીઆરીમાં આવું; પણ યાદ રાખજો કે જયારેબી હું અતરેથી જવસ ત્યારે મારો જીવ અતરેનો અતરેજ ભમીઆ કરસે."

ઝોબીદી—બેહન હમો તારી કસી માંગની રદ કરી સકતાં નથી.

પછે પેલા હેલકરી તરફ ફરી તે બોલી, "તારી અરજ કબુલ રાખવાને ફરી એકવાર હમો ખુશી છઇએ, પણ તે આએ નવી કબુલાત સાથે કે, જેબી હમો તારા દેખતાં કરીએ તેને વીશે કાંઈ પણ પુછવાને તારે તારૂં મોહ વતીક ઉગાડવું નહીં; કારણ જે બાબદ સાથે તને સંબંધ નહી તે પુછવાની જો તું તજવીજ કરશે તો જે તને પસંદ નહી પડે તેવું સાંભલવું પણ પડશે; તેથી

તપાસ રાખજો અને હમારી ચાલ ચલગત વીશે અજાએબી દેખાડી તજવીજ કરવાથી હાથ ઉઠાવજો."

**હેલકરી**—નેકબખત બાનું, તમારો આએ હોકમ હું વગર તોદવે બજાવીશ, મારી જીભ કાપી નાખેલી સમજસ, તથા મારી આંખને એક આરસી બરોબર બનાવીશકે જેમાં પડેલો ઓરો ત્યાંથી ખીસ્યા પછે જતો રહેછે.

**ઝોબીદી**—(જરા ઘંભીરાઈ સાથે), જે હું કહુંછું તે મસકેરી નથી તે વીશે તારી ખાતરી કરવાને ઉઠ અને હમારા દરવાજા ઉપર અંદરથી શું લખ્યુંછે તે વાંચ ?



હેલકરી દરવાજા ઉપરનો લેખ વાંચેછે. (સફે ૯૫)

તે હેલકરીએ જઈ આએ શબદો વાંચીઆ કે જે સુનાના મોટા હરફે લખેલા હતા, "જે પોતાને ગલાતી વલગતી ચીજ ન હોય તેની ખનખોદ કરે તેને જે સબ્દો તેને ન ગમતા હોય તે સમજ વાપડેછે." પેલી ત્રણે બેહનો તરફ ફરી તે બોલ્યો, "બાનુંઓ, હું તમને વચન આપી કહુંછું કે તમો અને જે બીજની સાથે મારે કાંઈ કામ ન હોય અથવા જે મથે તમોને તે છુપી રાખવાની કાંઈ મતલબ હોય તે વીશે એક શબ્દ પણ ઓચરતાં મને સાંભલશો નહીં.

સઘલી કબુલાતો થઈ રેહવા પછે અમીનીએ રાતના ખાનાને માટે સુફરો તૈયાર કર્યો, અને દીવાન ખાનામાં અગરબતી, તથા અંબરની બનાવેલી બતી સલગાવીકે જેથી સઘલે પંમરાત તથા ખુશનુમાં રોશની પંથરાઈ રહી; એ થઈ રેહવા પછે તેણીની બેહનો તથા હેલકરી સાથે ખાનું ખાવાને તે બેઠી વલી એઓ ખાતાં ખાતાં સલાંમતી લેતી વખતે ગાયન અને કવીતા બોલી દીલ ખુશ કરતાં. તે ઓરતો પેલા હેલકરીને તેઓની તંદરોસ્તી ચાહાવાના બાહાના કાહાડી ખુબ ધીચાવી મજા મેલવતી અને જેમાં પોતાની હાજર જવાબીથી તે હેલકરી વધારો કરી આપતો. આવી રીતે જયારે તેઓ બહુજ ખુસીમાં આવી ગયાં હતાં ત્યારે કોઇનો બારનું ઠોકવાનો અવાજ સંભલાયો.

રોશની માલમ પડવાથી સેહરાઝાદી બોલતી અતકી ગઈ.

સુલતાનની ખાતરી હતી કે આગલ ચાલતાં વાત બહુજ ગમત આપશે તેથી બીજા દાહાડાની વાત જોતો ઉઠી ગયો.




સકારામાંજ ઉઠી દીનારઝાદી સુલતાંનાંને કેહવા લાગી, "ખોદાને ખાતર જો તમો જાગતાં હોવોતો પેલી વાત આગલ ચલાવો. દરવાજો કોણે ઠોકયો તે જાનવાને હું ઘણી અધીરી બનીછું."

**સોહરાઝાદી**—હું તમને તે કેહી સંભલાઊંછ, અને મારી ખાતરીછે કે જે બ્યાન હું કરનારછું તે મારા પાદશાહી ખાવીંદને પસંદ પરયા વગર રેહેશે નહીં.

જ્યારે પેલી ઓરતોએ દરવાજો ઠોકાતો સાંભરયો ત્યારે તે ખોલવાને બધીઓ ઉઠી; પણ સાફીના જરફમાં ઉઠી ઉભાં થવાથી તેનીને જોઈ બીજી બેહનો પાછી બેસી ગઈ. એક બે પલમાં સાફીએ પાછી આવી કહ્યું, "બેહનો, રાતનો મોટો ભાગ ખુશાલી સાથે કાહડવાની આપુને એક ઠીક ટક મલીછે, અને જો મને તમો એકમલતાં થાઓતો તે તક આપને જવા દઈશું નહીં. દરવાજા આગલ તરણ જણ આવ્યાછે જેઓ તેમનાં પોશાકપરથી જોગી* જેવા માલમ પડેછે; પણ તે સઘલાંમો તમોને અજાએબીમાં નાખવાનું એછેકે તે તરણે જનાઓની જમની આંખ જતી રહીછે, તથા તેમના માથાં દાહાડી અને ભવાં બોરાવી નાંખેલાંછે. તેઓ કેહેછે કે બગદાદમાં તેઓએ હમનાજ પેહલ વેહલો પગ મુકયોછે અને કદી આગલ નહીં આવી ગયાને લીધે તથા રાત પડવાથી, અને કાંહાં વાસો કરવો તેની બે ખબરીને લીધે સારાં ભાયગે તેઓએ આપનો દરવાજો આવી ઠોકયો. તેઓ આપણી પાસે માગી લયછે કે ખુદાને ખાતર તેમના પર દયા લાવી ઘર મધે તેમને લેવા. ગમે તેવીબી જગ્યા તેમને આપે તેમની તેઓ દરકાર કરતા નથી પણ કોઈ પણ છાપડાં તલે રેહવાને ખુશીછે; એક તબેલામાંબી તેમને રાખોતો તેઓ સંતોશ પાંમશે. તેઓ જુવાન અને ખુબસુરતછે, અને તે સાથે ચંચલાઇમાં કમી માલમ પડતા નથી. વળી જ્યારે તેમનો એકજ જાતનો પોશાક તથા સર્વે આકાર હું જોઊંછું ત્યારે મને હસવું આવવા વગર રેહતું નથી." આતલું બોલી સાફી એટલુંતો કલેજુ ધરી હસવા લાગી કે તેનીની સાથે તેની બે બેહનો તથા પેલા હેલકરીને બી હસવું આચા વગર રહ્યું નહીં. પછે તેની બોલી, "પ્યારી બેહનો, મને તે મને અંદર લાવવા દેવાની રજા આપશો? ખચીત આવા તરણ જણ આપણી મંડલીમાં હુંમેરાવાથી જેવો દીવસ આપણે સહુરૂ કીધોછે તેથી વધું ખુશાલી સાથે તે આપણે પુરો કરીઆં વગર રેહશું નહીં. તેઓ આપણને પુરતી ગમત આપશે, અને વરી તેમાં કાંઈ ખરચ બેસનાર નથી; તેઓ માતર આજનીજ રાત આપણા ઘરણા છાયા તરે રેહવા માગેછે, તથા દીવસ ઉગતાંજ આગલ વધવાનો તેઓએ ઠેરાવ કરયોછે."

* જોગી (કેલેનડર) હીજરી સનેની પાંચમી સદીમાં એ એક ધરમની કોમ પેદા થઈ હતી. કેલેનદર સબ્દનો અર્થ સ્વછસુનનુ કરી થાયછે; એ ટોલીના સ્થાપનાર જુંસફ એ નામ ધારણ કર્યું હતું.

ઝોબીડી અને અમીનીએ સાફીની માંગણી કબુલ રાખવાને કેટલાંક બીજાંબર કારણોને લીધે આનાકાની કરી, જે કારણોથી સાફીઇ પોતે પણ સારી પેઠે વાકેફ હતી. પણ તેની પોતાની અરજ કબુલ રખાવાને એટલીતો આરજુમંદ હતી કે તેઓથી તેને ના પાડી શકાઈ નહીં. ઝોબીડીએ કહ્યું, "વારૂ ત્યારે જા, તેમને અંદર લેઈ આવ; પણ તે આગમજ તેમને કેહવાને ભુલતી ના કે તેમને જેની સાથે સંબંધ નહીં તે બાબદ વીશે કાંઈ પુછવું નહીં; તથા દરવાજાપર જે લખ્યુંછે તેબી તેઓને વંચાવજે."

સાફી ખુસી થતી દોરી ગઈ અને થોડાવારમાં પેલા તરણ જોગીઓ સાથે પાછી આવી.

દાખલ થતાં પેલી ઓરતોને તેઓએ ઘણીજ નમીને સલાંમ કીધી, જેઓ તેમને આદરમાન આપવાને ઉઠી ઉભી થઈ હતી; તેમને નમનતાઈ સાથે તેઓએ કહ્યું કે તમારાં પગલાં અતરે મુબારક હોજો; અને તેઓ તેમને પોતાને ત્યાં આવવાની તક મલેલી જોઈ ઘણા મગન હતાં. એમ કહી તેમને બેસવાને તેઓએ અરજ ગુજારી.



"તેઓએ ઘણીજ નમીને સલાંમ કીધી." (સફે ૯૭)

તે જગ્યાનો ભપકો અને તેમને મલેલો આદરભાવ જોઈ તે જોગીઓને પેલી ઓરતો વાસ્તે ઘણો ઉમદા વીચાર આવ્યો; પણ બેસવા અગાઉ તેમની નજર પેલા હેલકરી પર પડવાથી, જેને તેમના કરતાં ઉલતી રીતે ચાલનારા બીજા મુસલમીનોના પોશાકમાં દીઠો કે જેઓ વધે હમેસ ઘણીક બાબદોમાં કેટલીક રીતભાંતોને લીધે જગડો ઉઠતો હતો, કારણ તે બારકુવાલા તેમની દાહડી તથા ભવાં બોરાવતા ન હતા, એ ઉપરથી એક જનો બોલ્યો, "જુઓ અતરે આપરી વચ્ચે આપણા અરબી સાથીઓથી ઉલતો ચાલનાર એક જનછે."

પેલો હેલકરી જે દારૂથી ચકચુર હતો, તેનો મીજાજ આએ સખુનો સાંભરવાથી જતો રહ્યો, તથા ચીરડાઇને પોતાની જગ્યાપરથી ખીસ્યા વગર તેને જવાબ દીધો, "બેસી જાઓ, અને જેની સાથે તમોને સંબંધ નહીં તેમાં દાકુ ખોસવાથી દુર રેહવો. દરવાજાપરનો લેખ તમોએ વાંચ્યો નથી? તમારી રીત પરમાને ચાલવા સીખવવા કરતાં હમારી રીત પરમાનેજ તમો ચાલો."

તે જોગી બોલ્યો, "ભલાં આદમી ગોસો નો કર; ખચીત તુને ગુસે થવાનું જરાએ કારન આપવાને હમો ખુશી નથી; બીજા હાથ ઉપર તારો હોકમ માનવાને હમે તૈયાર છઇએ."

આએ ઉપરથી તકરાર અતકાવાને પેલી બેહનો વચ્ચે પડી અને તેમને નરમ પાડયા. પેલા જોગીઓના બેઠા પછે તેઓએ તેમને ખાંનું પરસ્યું; અને સાફીઈ તેમનીપર બહુજ મગન હોવાથી તેમને સરાબ આપવાને ભુલી નહીં.

સેહરાઝાડીએ એટલું બોલી ખતમ કર્યું, કારણ સુર્યના કીરન તેનીનો નજરે પડયાં, જેપરથી સુલતાંન ઉઠયો તથા એવી કબુલાત આ-

પી કે બીજે દીવસે તે બાકીની વાત આગલ ચલાવા દેશે, કારણ તે જોગીઓ એક આંખે શું કારણ આંધરા હતા તથા વલી તરણ્ડેની જમનીજ આંખ કાંય ગઈ હતી તે જાનવાની તેની બહુજ ખાચસ હતી. આએ કબુલાતથી દીનારઝાડીનેબી સંતોશ ઉપજ્યો.




પોહર ફાતવાની એક કલાક આગમજથી દીનારઝાડીના જાગી ઉઠવાથી તેણીએ સુલતાનાને કહ્યું, "પ્રીય બેહન, પેલી ઓરતો તથા જોગી વચ્ચે શું બન્યું તે મેહરબાંની કરી કેહે." તેની એ જવાબ દીધો, "ઘણી ખુશી સાથે." એમ કહી વાર્તા નીચે મુજબ આગલ લંબાવી:—

પેલા જોગીઓએ પોતાની મરજી પરમાણે ખુબ તરેહથી દબાવી તથા સરાબ ધીચી પેલી ઓરતોને કહ્યું કે જો કાંઈ ઘર મધે વજંતર હોયતો તે ઉપર ગાંનું ગાઈ તેઓ તે ઓરતોને બહુ ખુશી સાથે મોજ આપશે. તેઓએ આએ માંગની કબુલ કરીને ઘરમાં જે વજંતરો હતાં તે સાફીઇ લેવા ગઈ. તેની એક પલમાં પાછી ફરી અને એક પોતાના દેશની બનાવેલી તથા બીજી ઇરીંની ધપની બનાવેલી વાંસલી અને એક તંબુરો લાવી તેઓને સ્વાધીન કર્યો. દરેક જને જે પોતાને પસંદ પરયું તે વજંતર લીધું, અને તરણ્દે જન સાથે એક ગીત ગાવા લાગા. તે ગાયન પેલી ઓરતોને માલમ હોવાથી તેઓ તેની સાથે તે ઓહાડેથી ગાવામાં સાંમેલ થઈ; પણ તે ગાયન ગાતાં વારેગરીએ તેઓ અચકી જતી અને કલેજુ ધરી ધરી હસ્તી.

તેઓ આએ મોજમાં ચકચુર હતાં, અને જયારે ખુશાલી તેની સઉથી મોટી હદે પોહોતી હતી ત્યારે દરવાજે ઠોકાવાનો તેમને અવાજ આયો. સાફીઈ ગાવાનું મુકી દઈ કોણ હતું તે જોવાને ગઈ. સેહરઝાડી વાત પરતી મુકી બોલી, "સાહેબ, પણ આએ ઓરતોના ઘરમાં આતલું અસુરેથી બાંનું ઠોકાવાનું કારણ કોણ હતા તે મારે તમોને જનાવવું જોઇએ. તેનું કારણ નીચે મુજબછે; '**ખલીફ હારૂન અલરસીદ***ને રાતરે છુપા પોશાગમાં ફરવા નીકલી પોતાના રાજમાં ચાલતાં અંધેરની જાતે ચોકાસી કરવાની તેવ હતી.' "

આએ રાતરે પોતાના ધારા મુજબ ખલીફ, તેના વજીર **ગાઆફર†** અને તેના જલાદ **મસરૂર** સાથે ત્રણડે જના વેપારીના પોશાકમાં બાહેર ફરવા નીકલીઆ હતા. આએ તરણ ઓરતોના ઘર આગલથી જતાં તેને ગાયણ અને હસવાનો અવાજ કાંને પડયો. એ ઉપરથી તેને વજીરને અંદર શું થતું તે જઇને જોવા સારૂ બારણું ઉગડાવાને માટે તે ઠોકવા ફરમાવ્યું. વઝીરે તેને ઘણી રીતે સમજાવ્યો કે એ કોઈ ઓરતો પોતપોતામાં મોજ મેલવતી હશે અને તેઓ વચ્ચે જઈ તુંને જાહેર થવું લાજમ નથી.

* હબશીઓના વંસનો પાંચમો ખલીફ હારૂન અલરસીદ હતો કે જેને અદલ અલરસીદ કરી પણ કેહતા હતા.

† બરમીસીદીસના જાનીતા કુટુંબમાનો ગાઆફર હતો કે જે હારૂન અલરસીદનો ઘણો માંનીતો હતો.



"ગાયાફરે તેપરથી બારનું ઠોકયું." (સફે ૯૯)

વળી તેને કહ્યું કે હજુ કાંઈ ધારામાં જણાવેલો વખત થઓ નથી તેથી તેમને તેમની મોજમાં અટકાવ થવો નહીં જોઇએ. પણ તે સઘલું વજીરનું કેહેવું ફોકત ગયું. ખલીફ બોલ્યો, "ફીકર નહીં, હું તને હોકમ કરૂંછું કે બારનું ઠોક?" ગાયાફારે તેપરથી બારનું ઠોકયું. સાફીઈ, બારનું ઊંગાડતાં વજીરની નજરે તેનીના હાથમાંની રોશનીને લીધે પડી, જેની અતીઅંત ખુબ-

સુરતી જોઈ તેને ઘણીજ નમીને સલામ કીધી, અને બોલ્યો, "નેક બખત બાનું, હમે તરણજના **મસુલના** વેપારી છઇએ, અને કીમતી માલ સાથ દસ દીવસ થયા અતરે આયા છીએ, કે જે એક ખાંનની વખારમાં સઘલો હમે મુકયોછે તથા તેનેજ ત્યાં ઉતારો લીધોછે. અતેફાક એવો બનયો કે આજ રોજે આએ શેહેરના એક વેપારીને ત્યાં હમોને ખાનાપર ઇજન હોવાને લીધે ત્યાં ગયા હતા તથા પુશકલ મોજ મેલવી; સરાબની મસતીની બાહરમાં તેને નાચારીઓને બોલાવી મંગાવી. મોડી રાત થવાથી તથા રસ્તેના પોહરેગીરનું ત્યાં આવી પુગવાથી તેને ગાયન તથા નાચનારીથી થતો શોહર સાંભરી બારનું ઊંગડાવીઊં અને હમારામાના કેતલાકને કેદ કીધા, પણ સારા ભાયગે દેવાલ કુદાવી અમે નાહસી ગયા. હવે વજીરે બોલવું સહર રાખી કહ્યું, "હમુને ધાસ્તી લાગેચ કે અનજાના હોવાને લીધે તથા ખાંનને ત્યાં પોંહોચીએ તે આગમજ રખે કોઈ બીજા પોહરેગીર અથવા પેહલાનીજ નજરે હમે પડીએ. વલી તેને ત્યાં જઈ પોંહચીએ તે આગમજ ભાગર બંધ થઈ જશે ને સહવાર સુધી ઉગાડવામાં નહીં આવશે; તેટલા માંટે ચાલતાં ચાલતાં ગાયનનો સાદ તમારે ત્યાંથી નીકલતો સાંભરી, અમે તમારૂં બારનું હીમત કરી ઠોકયું કે સહવાર સુધી તમારે ત્યાં હમોને તમો તમારાં ઘરનો આસરો આપશો. જો તમો હમુને તમારી મંડળીને લાયકના ગણસો તો હમારેથી બનસે તેતલી મદદ કરી તમારી મોજમો વધારો કરી આપશું; જો તે તમુને ના પસંદ હોયતો એક રાતનો તમારા મેહલમાં વાંસો મલવાથીજ અમોને સંતોષ મલશે."

વઝીર ગાયાફર બોલતો હતો તેતલાં સાફીઇએ તેની સાથના પેલા બીજા દોલગાલુ વેપારીને જોઈ લીધા. પછે તેનીએ તેમને કહ્યું કે ઘરની તે કાંઈ વડી ન હતી; પણ જો જરાવાર તેઓ થોબશેતો અંદર જાઇને તે પુછી જવાબ લાવશે. સાફીઇએ આએ દેખઇતા વેપારીની અરજ તેની બેહનો આગલ જઈ જાહેર કીધી, જેઓએ શું જવાબ આપવો તેનો થોડોવાર વીચાર કીધો; પણ તેઓ સખી દીલના હોવાથી તેમને અંદર લેવાનો અંતે ઠેહાવ થયો.

સેહરાઝાડીને વાત લાંબી કરવાની મતલબ હોવાથી દાહાડો રોશન થયોછે કરી આગલ બોલવું માંડી વાલ્યું; પણ નવા આવેલા વેપારીઓના નામ નીસાન જનાવાથી આગલ શું બનશે તે જાનવાને સેહરીયાર અધીરો બનયો, જેને વીચારીઊં કે એ લોકોથી કાંઈ અજાએબ બનાવ બનવો જોઇએ, તેથી રાતની પાછી વાર જોતો ઉઠી ગયો.




દીનારઝાડી સુલતાંનની માફક પેલી ત્રણ ઓરતોને ત્યાં ખલીફના જવાથી શું નીપજયું તે જાનવાને અધીરી બની હતી, તેથી પોતાની બેહન સુલતાનાને જલદી ઉઠાડવાને ભુલી નહીં. તેણીએ પેલા જોગીઓની વાતથી આગલ વધવાને તેને અરજ કરી, જે અરજ સેહરાઝાડીએ સુલતાંનની રજા લેઈ કબુલ રાખી, અને નીચે મુજબ બોલવા માંડયું:—

ખુબશુરત સાફીઇએ ખલીફ, તેના મોટા વઝીર અને મસરૂરની અંદર દાખલ કરતાં ઓલખાંન કરાવી, જેઓએ પેલી સ્ત્રીઓને અને જોગીઓને નમીને સલાંમ કીધી. તે ઓરતોએ તેમને વેપારીજ સમજી તેઓની સલાંમ પાછી વાલી. ઝોબીડીએ વડી દાખલ પોતાના ખુદરતી ખવાસ પરમાંણે ગંભરાઇથી અને દમામથી કહ્યું, "તમારાં પગલાં મોબારક હોજો. પણ તમો સાથે અમો વધુ આગલ વાત કર્યે તે આગમજ તમારી પાસેથી એક કબુલાત લેઇએ તો ગોસે થશો ના."

**વઝીર**—કહી કબુલાત? માતર તે તમોને બોલવાનોજ વીલમછે. તમારા જેવી ખુબચેહર નાજનીનોને અમો કશુંએ ના પાડી શકનાર નથી.

**ઝોબીડી**—તે એછેકે જ્યાં સુધી તમો હમારી પાસે છો ત્યાંસુધી તમારે એમજ સમજવું કે તમોને આંખ છે અને જીભ નથી; બીજા બોલોમાં તમો અમુને કાંઇબી કરતાં જોવો તેને માટે સવાલ કરતા ના, અને જેની સાથે તમોને કાંઈ સંબંધ નહીં તે વીશેની તમારે ચકચાર કરવી નહીં, નહીં તરકે તમારે એવું સાંભરવું પડશે કે જે તમોને નાખુશ કરયા વગર રેહશે નહીં.

**વઝીર**—બાઈ તમારા હોકમને અમો તાયબે રહીશું. અમોને કોઇનાં કાંમમાં માંથું ગાલવાની તેવ નથી; જે હમને લાગતું વલગતું ન હોય તે જાનવાથી દુર રહીશું.

આએ વાતચીત પછે તેઓ સંધા બેસી ગયાં, અને તે મંડલી એકથી થયા પછે નવા આવનારાઓની તેઓએ તંદરોસ્તી ચાહી.

જ્યારે વઝીર ગાયાફર પેલી ઓરતો સાથે સારી સારી વાતો કરી તેમને મોજ આપતો હતો, ત્યારે ખલીફ તેમની બેહદ ખુબશુરતી, મલાજાસરની ચાલ ચલગત, ખુશ મીજાજ અને હાજર જવાબી જોઈ હેરત થઈ ગયો. એ પછે તેને પોતાની નજર પેલા તરણ જોગીઓપર ફેરવી અને તે તરણેને જમની આંખે કાણાં જોઈ તે અજાએબ થવા લાગો. આએ વીશેનું કારણ પુછવાને તે ચુકયો નહીં હતે, પણ જે કબુલાત દાખલ થતાંજ તેઓએ આપી હતી તેથી તેનું મોહ બંધ થઈ ગયું. આએ સઘલું ધ્યાંનમાં લેતાં, તે સાથે વરી સઘલો સર સામાન બહુજ કીમતી અને નીયમ સર ગોઠવેલો, તથા ઘરની સફાઈ જોઈ, તે વીચારવા લાગો કે પોતે કોઈ તલેસમાતી જગામો હતો.

તેઓની વાત નાચ રંગ વીશે થવાથી દરેક જન પોત પોતાની રીત પરમાંણે નાચનું બ્યાન કરવા લાગા અને તેમાં પેલા તરણ જોગીઓએ ઉઠી પોતાના રેવાજ પરમાંણે નાચી દેખાડીઊં, જેપરથી તે ઓરતોએ તેમને વાસ્તે જે સારો વીચાર બાંધીયો હતો તે મજબુત થયો અને ખલીફ અને તેના સોબતીઓએ પણ તેમને સારૂં સારૂ મત ધારણ કર્યું.

પેલા તરણ જોગીઓ નાચી રહ્યા બાદ ઝોબીડી ઉઠી અને અમીનીનો હાથ પકડી બોલી, "ચાલો બેહન ઉઠો, આપના પહેરોના, જો આપણે તેમની આગલ છુત લઇશું તો, અપમાંન લેશે નહીં, અને તેમજ તેવોના હાજર હોવાથી આપનું રાબેતાનું કાંમ કરવાને અડચણ થવી ન જોઇએ." અમીની પોતાની બેહનના બોલવાનો અરથ સમજી જવાથી પોતાની બેઠક પરથી ઉઠી, અને રેકાબી, દારૂના સીસા, અને પ્યાલાં ઉઠાવી લીધાં, તે સાથે જે વજંતર પેલા જોગીઓએ વજાડીઆં હતાં તે પણ લઈ ગઈ.

સાફીઈ પણ આલસુ થઈ બેસી નહીં રહી, પણ તેને ઓરડો સાફ કરી નાખ્યો, અને દરેક ચીજ તેની જગાએ ગોઠવી દીધી; બતીના ગુલ કાતરયા તથા તેમાં બીજું સુગંધી તેલ નાંખ્યું;

ત્યારબાદ તેનીએ પેલા જોગીઓને એક કોચ ઉપર બાજુએ બેસવાની અરજ કરી, તથા ખલીફને તેના સોબતી સાથે બીજા કોચ ઉપર બીરાજવાની આરજુ દેખાડી. પેલા હેલકરીને તેનીએ કહ્યું, "ઉઠ, અને જે કાંમ હમે કર્યે છીએ તેમાં મદદ કરવાને તૈયાર થા; તારા જેવા કુટુંબમાના આદમીને આલસુ રેહવું નહીં જોઇએ." તે હેલકરીનો સરાબ જરા ઉડી જવાથી ઉઠી પોતાની કમર તાઇતિ કરી બોલ્યો, "લેઓ તમારો હોકમ બજાવાને શેવક તૈયાર ઉભોછે." સાફી બોલી, "ઘણું સઋં, હું કેહું ત્યાંસુધી જરા થોભ; તારૂં કાંમ હમના પડશે." થોડા વખતમાં અમીની એક ખુરસી લેઇ આવી જે તેને દીવાનખાંનાંની વચે ગોઠવી; જે પછે પાસેના એક ઓરડાનું બારનું ઊંગાડી પેલા હેલકરીને કહ્યું, "અહીં આવ અને મને હાથ લાગ." તે તરતજ દાડીઓ અને ઓરડામાં જઇ બે કાલી કુતરી જેઓને લોહોડાના પતા તથા સાંકલથી બાંધી હતી તે લેઇ બાહેર આયો. તે કુતરીઓને જાને પુષકલ લાકડીથી મારી હોય તેવી દીસ્તી હતી. હેલકરી તેમને ઓરડાની વચે લઈ ગયો.

એ પછે ઝોબીડી, જે જોગી અને ખલીફ વચે પોતાના તખતપર બેઠી હતી, ત્યાંથી ઉઠી અને ગંભીરાઇ સાથે પેલા હેલકરી તરફ ગઈ. તે હાય નાખી બોલી, "ચાલો, આપુને આપની ફરજ બજાવા દો." પછે પોતાની ગુંટી સુધી બાંહે ઊંચી કરી એક ચાબક સાફીઇના હાથમાંથી લેઈ બોલી "હેલકરી, એક કુતરી મારી બેહન અમીનીને આપ અને બીજી મારી આગલ લાવ."

તે હેલકરીએ તેનીના હોકમ મુજબ કર્યું. જે કુતરી તેને પોતાના હાથમાં પકડી હતી તે ભુકવા લાગી અને ઝોબીડી તરફ જોઈ તેનુ મોહ ઊંચું કરી કાલાવાલા કરતી નજરથી જોવા લાગી; પણ ઝોબીડીએ તે જાનવરના દયા ઉપજાવે એવા દેખાવની દરકાર કીધાં વગર, અથવાતો તેનીની બુમ કે જેથી સઘલું ઘર ગાજી રહ્યું હતું, તેની ઉપર ધ્યાંન આપ્યા વગર, પોતે થાકી ગઈ ત્યાં સુધી તેનીને ચાબક લગાવ્યા. પોતાનું જોર પુરૂં થવા પછે તેણીએ ચાબક ફેંકી દીધો, અને હેલકરી પાસથી સાંકલ લેઈ તે કુતરીના પગ ભોંયપર લેઈ, દલગીરી તથા દયા ભરેલી નજરથી તેની તરફ જોઈ બેઉ જના સાથે રડવા લાગાં; જે પછે ઝોબીડીએ પોતાના રોમાલથી તે કુતરીના આંશું નુંછ્યાં, તથા તેને બોસો લેઈ તે સાંકલ હેલકરીને પાછી સ્વાધીન કરી, તેને જ્યાંથી તે લાયો હતો ત્યાં પાછી લેઈ જવા ફરમાવ્યું, તથા બીજી કુતરી પોતાની નજદીક લાવવાને કહ્યું. તે હેલકરી કુતરીને પાછી ઓરડામાં લેઈ ગયો, તથા અમીની પાસથી બીજી કુતરીની સાંકલ લેઈ ઝોબીડી પાસે પકડી, જેને તેણીને પેહલીની માફક ધરવાને ફરમાવ્યું. પછે તેણીએ ચાબક લેઈ આગલીની માફકજ તેને મારી, તેની સાથે રૂદન કરી રહી તેની આંખ નુંછી, બોસો લેઈ તે હેલકરીને પાછી સ્વાધીન કીધી; પણ અમીની હેલકરીની એ મેહેનત ઓછી કરવા પોતે તેને પાછી ઓરડામાં લઈ ગઈ. પેલા તરણ જોગી અને ખલીફ તથા તેના સોબતીઓ બહુજ અચંબો પાંમવા લાગા અને વીચારવા લાગાકે ઝોબીડી, પેલી કુતરીઓ કે જેને મુસલમીન ધરમ પરમાણે અપવીતર ગનવાઃમાં આવેછે, તેને આવી કરૂર રીતે મારયાં પછે તેમની સાથે રડતી શું કારણ હતી, અને તેઓનાં આંસુ નુછી વલી તેમને બોસા લેવાનો શો સબબ હતો. તેઓ એ વીશે પોત પોતામાં બડબડવા લાગા, અને ખલીફ આવા અજાએબી ભરેલાં પગલાંનું કારણ જાનવા અધીરો બની ગયો હતો તે વઝીરને તે વીશે ચોકસાઈ કરવાને અસારત કરવા લાગો. વઝીરે એ ઉપરથી



"પોતે થાકી ગઈ ત્યાં સુધી તેનીને ચાબક લગાવ્યા." (સફે ૧૦૨)

પોતાનું દોકું ફેરવી દીધું; પણ ઘડી ઘડી ખલીફના ઇસારત કરવાથી તેનેબી તેવીજ રીતે ઈસારતથી જનાવ્યું કે ખલીફને તે વીશે ચકચાર કરવાને હજુ થોભવું જોઇએ.

ઝોબીડી થોડો વખત ઓરડાની વચે જ્યાં કુતરીઓને મારી હતી ત્યાં થાક ખાવાને મુંગી મુંગી બેઠી. છેલે સાફીઇ બોલી, "બેહન તમે તમારી જગાપર જાઓ, કે હું મારૂં કાંમ બજા-

લાઊં." ઝોબીડી બોલી, "હા, બેહેન"; જે પછે પોતે ખલીફ, ગાયાફર, અને મસરૂરને પોતાનાં જમના હાથ ઉપર રાખી તથા પેલા તરણ જોગી અને હેલકરીને પોતાના દાબા હાથ ઉપર રેહવા દઈ કોચ ઉપર વચે જઇ બેઠી.

**સેહેરઝાદી**—સાહેબ, જેટલું મેં તમારી આગલ કહ્યું એતલાંથીજ તમુને તે ઘણું હેરત ઉપજાવનારૂં લાગતું હશે; પણ જે બાકી રહ્યું છે તે એથી પણ વધારે જાણવા લાયકછે, અને મારી ખાતરી છેકે તમો મેહરબાંન મહને વાત પુરી કરવા કાલ લગીન જીવવા દેશો. સુલતાને હા કહી, અને દાહાડો રોશન થવાથી ઉઠી ચાલતો થયો.




દીનારઝાદીએ બીજે દીવશે ઉઠતાંજ પોતાની બેહનને હાંક માર્યો અને બોલી, "જો તમુને ઊંગ ન આવતી હોય તો મેહરબાંની કરી પેલી તરણ બેહનોની વાત આગલ ચલાવો." સુલતાનાએ જયાંથી વાત અધુરી મુકી હતી તે યાદ કરી નીચે મુજબ બોલવું સહરૂ કીધું:—

સાહેબ, ઝોબીડીના બેઠા પછે બધા જરાવાર ચુપ થઈગયા. છેલે ઓરડાની વચે સાફીઇએ બેસી પોતાની બેહન અમીનીને કહ્યું: "પ્રીય બેહન હું માગી લઊંછું કે તમો હવે ઉઠો? મને શું જોઇએછે તેની તમને ખબરછે." અમીની ઉઠી અને એક બીજા ઓરડામાં ગઈ કે જે પેલી કુતરી વાલા ઓરડાની પાસેજ હતો, અને ત્યાંથી પીરી સાતીન ઉપર સુનેરી તથા લીલા રેસમથી ભરેલી બારડરના કવરથી ધાંકેલો એક બાકસ લાવી. તે પોતેજ સાફીઈ પાસે લેઈ જઈ ઉગાડયો ને તેમાંથી એક વાંસલી કાહાડી તેનીને આપી. થોડો વખત તે વર્જતરને રાહપર લેઈ સાફીઇએ એક ગાયણ ગાવા તથા તેમાં વજાડવા માંડયું. તેણીએ એક આસક પોતાના દીલદારથી જુદો પડી જે વીલાપ કરેછે તે વીશે ગીત ગાયું, અને તે એવાતો મીઠા સરોડથી બોલતી કે ખલીફ અને બીજા બધા બેફામ બની ગયા. ઘણાજ જુસા સાથે તે ગાઈ રહ્યા પછે તેણીએ અમીનીને કહ્યું, "મેહરબાંની કરી વાંસલી લેઈ લેઓ કારણ મારૂં ગાંતું પડી ગયુંછે. મારી વીતી તમે એ વજાડી આપણા મેજબાંનોને ખુશી કરો."

અમીની બોલી, "ઘણી ખુશી સાથે". પછે તે વાંસલી તેણીનાં હાથમાથી લેઈ પોતે સાફીઈની જગાએ બેઠી.

અમીનીએ પણ એજ બાબદ ઉપર એક લાંબુ ગીત ગાવા માડયું ને વળી તે એતલાતો જુસા સાથે ગાવા તથા વજાડવા લાગી કે જાને સઘલું પોતાપરજ વીતતું હોય, જેથી તે ગીત પુરૂં કરતાં તે તદન હાંફી ગઈ.

ઝોબીડી તેઓને પોતાની ખુશી જનાવા બોલી, "બેહનો તમોએ તમારો ભાગ બહુજ ઉલતથી બજાવીઓછે, અને બધાંને અમોને માલમ પડતું કે જાને તમો પોતાને દુખ ઉપજતું હોય તેમ ગાતાં હતાં." આએ બોલોનો ઉપકાર અમીનીથી વાલી શકાયો નહીં, કારણ તેણીના

દીલમાં જુસ્સો એતલોતો ઉસકેરાઓ હતો કે દમ સેહલાઇથી લેવાને તેણીને પોતાની ગરદન તથા છાતી ખોલી કરવી પડી, જેઆરે તેણીના સરીરના ભાગ સઘલા સમજતા હતા તેટલા ખુબસુરત દીસ્યા નહીં: પણ તેથી ઉલટા તે ઉપર જગે જગે સડ જેવા કાલા દાગ પડેલા જણાયા, જેથી પેલા પહેરોણાઓ વીસમય પામવા લાગા. આએ રીતે પોતાની છાતી ખુલી કરવાથીબી તેણીને કાંઈ ફાયદો થયો નહીં અને તે બેસુધ થઈ ગઈ.

સેહરાઝાડી મુગી રહી જઈ બોલી, "નેકબખત ખાવીંદ માફ કરજે; કારણ દાહાડો આટલો બધો ચહડી ગયો તેની મને ખબરજ રહી નહીં." એમ કહી તેણીએ વાત કરવી બંધ કીધી અને સુલતાંન ઉઠયો. જો તેને તેણીને જીવતી રાખવાનો વીચાર નહીં કીધો હતે તોબી હમણાં તેની અજાએબી આએ વાતથી એતલી તો ઉસકેરાઈ હતી કે તે તેણીને જલાદને સવાધીન કરવાને કદી પણ હીમત કરે નહીં અને તે વાત આગલ ચાલતા નવા હેરત ભરયા બનાવો નોધવાની જામીનગીરી આપતી.




હમેશની માફક પોતાની બેહનને ઉઠાડી દીનારઝાડી બોલી, "વાહલી બેહન, હું અરજ કરૂંછું કે પેલી અધુરી વારતા પુરી કર." જે ઉપરથી સેહરાજાડીએ તે વાત નીચે મુજબ ચલાવી:—

જેઆરે ઝોબીડીને સાફીઈ પોતાની બેહનને મદદ કરવા દોડયાં, તેઆરે પેલામાંનાં એક જોગીથી બોલાયા વગર રેહવાયું નહી કે, "હયાં આવી આપણે જે જોયું તેનાં કરતાંતો રસતામાં સુતા હતે તો બેહતર થતે." આ સાંભલી કલીફ તેની નજદીક આયો, અને આ સઘલા ભેદનું કારણ પુછવા લાગો. પેલો જોગી બોલીઓ, "સાહેબ, તમારે કરતાં હમે કંઈપણ વધારે જાંણતા નથી." કલીફે કહ્યું, "શું તમે આ ઘરનાં આદમી નથી? પેલી બે કાલી કુતરી અને પેલી ઓરત જે બેશુધ થઈ ગઈ, તે વીશે તમે કંઈ જાંણતાજ નથી?" તેણે જવાબ દીધો, "સાહેબ, હમે પેહલીજ વખત આ ઘરમાં આવ્યા છઇએં, અને તેબી તમો આવ્યા તેની થોડી પલ આગલ." આથી કલીફ વધારે તાજુબ થયો, અને બોલ્યો, "ત્યારે તમારી સાથે આએ બીજો સખસછે તે કંઈ જાંણતો હશે." એક જોગીએ અસારત કરીને પેલા હેલકરીને આગલ બોલાવ્યો, અને પુછયું કે, "આજે પેલી કુતરીઓ સા સારૂ આટલો માર પડીઓ, અને અમીનીનાં પેટપર ઘાહનાં દાગ કેમ પડીઆછ તે વીશે તું કંઈ જાંણેછે?" હેલકરીએ જવાબ આપીઓ, "હું સાચું કહુંછું કે જો તમે કંઈ નથી જાંણતા તો હું પણ તેથી વધારે જાંણતો નથી. હું આ શેહેરમાં રહુંછું ખરો પણ આજ સીવાએ મેં એ ઘરમાં કદી પગ પણ મુંકયો નથી! મને હયાં જોઇને તમે જેટલા તાજુબ થયાછ તેટલોજ હું પોતાને તમારી મંડલીમાં જોઈ અજબ થયો છું; અને અજાએબ થવાનું વધારે કારણ એછેજે આ ત્રણ ઓરતો સાથ એક મરદને મેં જોયો નથી."

જ્યારે પેલો હેલકરી પણ કંઈ ખબર આપી શકયો નહીં, ત્યારે ગમે તેમ કરીને એ ભેદથી વાકેફ થવાનો ઠેડાવ કરી સુલતાંન બોલ્યો, "જુઓ આપણે સાત મરદ છઇએં, અને તેઓતો માતર તરણ ઓરતછે; તેઆરે ચાલો આપણે જે બન્યુંછ તેનો ખોલાસો કરવાની તેઓને ફરજ પાડીએં."

રણ કે વચન તોડવા સારૂ સજા કરવાની તેઓમાં શકતી નહીં હતેતો તેઓ આપણી સાથ એવી સરત કરતે નહીં."

પછી વજીરે કલીફને એક બાજુએ લઈ જઈને કહ્યું, "સાહેબ, દીવસ ઉગવાની તઇઆરીછે, અને આપ સાહેબ જો જરા ધીરજ રાખશો તો સવારનાં હું એ ઓરતોને દરબારમાં લઈ



કાલા ગુલાંમો (સફે ૧૦૭)

વજીરને આએ વાત પસંદ નહીં આવી તેથી સુલતાંન જાંણે કોઈ વેપારી હોએ તેમ તેને કેહવા લાગો, "સાહેબ, એથી તમારી આબરૂ જતી રેહેશે. જે સરતે તેઓએ આપણને દાખલ કીધાછ તે સરત આપણે પાલવી જોઇએં, જો પછી વાત બગડીતો તેમાં આપણો વાંકછે; કા-

આવશ, અને તેઆરે બધો ભરમ ખુલો થઈ જશે." કલીફ તેનું માંન્યુંનહીં, તેણે વજીરને ચુપ બેસી રેહેવા ફરમાંવ્યું, અને કહ્યું કે "હું એટલોવાર થોભવાનો નથી. બસ એ ભેદ મારે જલદીથી જાંણવો જોઇએં."

હવે પેગાંમ કોણ લઈ જાએ તેની તકરાર

ચાલી. કલીફે જોગીઓને પેહલાં બોલવા સારૂ સમજાવ્યા, પણ તેઓએ નાં પાડી, અને અંતે તેઓએ પેલા હેલકરીને ચુંટી કાહડયો. તેઓને માંહોમાંહે તકરાર કરતાં જોઈ ઝોબીદી બોલી, "કેમ ભાઇઓ સા સારૂ તકરાર ચલાવોછ!"

પેલા હેલકરીએ તુરતજ સવાબ દીધો, "બાઈ આએ ગ્રહસ્થોએ મને એવી ફરમાસ કીધીછે કે તમે પેલી બે કુતરીઓને આવી ઘાટકી રીતે મારીને રડીઆં શા માંટે, અને જે બાઈ બેશુધ થઈ ગેઈ તેની છાટીપર ડાગ શાંનાંછે, તેનાં ભેદનો ખુલાસો કરવાની તમુંને અરજ કરવી."

આએ સખુન સાંભલી ઝોબીદીએ તેઓને ગુશે થઈ પુછયું, "શું આએ હેલકરી બોલેછે તે તમારી ફરમાંસથી?" વજીર સીવાએ બધાએ હા કહ્યું. જેથી તે વધારે ગુસે થઈ, અને બોલી, "આએ મકાંનમાં દાખલ કરવાની આગમચ, અને હમે એખલાં હતાં તેથી તમારે લીધે હુમુંને મેહનત ન પડે તે સારૂ હમે સરત કીધી કે જે બીનાં તમુંને લાગે વલગે નહીં તે વીશે પુછવું નહીં. અને તમુંને દાખલ કરી ગમત આપીઆ બાદ તમારો કોલ તોડવા સારૂ તમે જરાબી આણાંકાંણી કરતા નથી. શું હમારા સારા સવભાવાનો તમે લાભ લેઓછ, પણ તેથી તમે બચી જવાનાં નથી."

એટલું બોલી ઝોબીદીએ જમીનપર પગ અફાડીઓ અને તરણ વખત તાબડા ફાડીને કેહેવા લાગી કે "જલદીથી આવો." તુરતજ એક દરવાજો ઊગડી ગયો, અને સાત કાલા ગુલામો પોતાનાં હાથમાં તલવાર તથા બીજાં હથીઆર લેઇ દોડી આયા. દરેક જણે એકેક સેખસને પકડયો અને જમીન પર નાંખ્યો, અને કતલ કરવા સારૂં તેઓને ઓરડાનાં વચલા ભાગમાં ધસડી લઇ ગયા.

આ વખતે કલીફ કેટલો ગભરાતમાં હતો તે નો કોઇપણ ખેઆલ કરી શકશે. પોતાના શેઆણા વજીરની સલાહ નહીં માની તેથી તે હવે પસતાવા લાગો. એ સઘળાને જાનથી બેજાન કરે તેની આગમચ એક ગોલાંમે ઝોબીદી અને તેણીની બેહેનોને કહયું, "નામવર બાનુઓ, એઓને ગરદન મારવાનો તમે હોકમ આપોછ?" ઝોબીદી બોલી, "સબર, હું પેહલાં એઓને તપાસી જોઊંછ." પેલો ધ્રાસતીથી અધમુવો થએલો હેલકરી બોલ્યો, "ખોદા ખાતર, બીજાનાં વાંક સારૂં મને નાં બેજાન કર. હું નીરઅપરાધી છેઊં, અને બધો વાંક આએ લોકોનો છે. અરે! આપણો વખત કેવો હસી ખુશીથી ગયો તો! આએ કમબખતીનું કારણ તો આ કાંણાં જોગીઓ છે, દુનીઆની સપાટી ઉપર એવું કોઈ શેહેર નથી કે જાંહાં એ કમબખતોનાં પગલાંથી નુકશાંન થતું નથી. બાનુ, હું અરજ ગુજારૂછ કે તકસીરવારની સાથ બેગુનાહને નાં સજા કર, અને વીચાર કે મારા સરખા કંગાલ ઉપર ગુસો બતાવા કરતાં એવાને માફી બક્ષવામાં વધારે કીરતી છે." આ સાંભળી પોતાનાં ગુસા છતાં ઝોબીદી મનમાં ઘણી હસી; પણ તેને જવાબ આપીઆ વગર તે બીજાઓને ફરીથી કેહેવા લાગી, "બોલો તમે કોણ છેઓ, નહીં તો હમણાં તમે જાનથી બેજાન થશો; હું નહીં ધારતી કે તમે સારા માણસ છો, સબબ તેમ હતે તો તમે આવી ચાલ ચલાવતે નહીં."

પોતાની જીંદગી એક ઓરતનાં હોકમ ઉપર તંગાએલી જોઈ કલીફ ઘણો તપી ગયો, પણ જયારે તેઓ કોણ છે તે ઝોબીદીએ જાણવા માગ્યું ત્યારે તેને આશા આવવા લાગી. તે વીચારવા લાગો કે મારા હોધાથી વાકેફ થશે તો તે મને જોડી દેશે; તેથી તેને વજીરને કાંનમાં કહયું, અને પોતે કોણ હતો તે જાહેર

કરવા ફરમાવ્યું. પણ ડાહયા વજીરે તેમ કરવાને ના પાડી, અને કાંનમાં જવાબ આપ્યો, "આપણે કરણીનાં ફલ ચાખ્યાં." તેવામાં ઝોબીદીએ પેલા જોગીઓ તરફ ફરીને તેઓને પુછયું, "શું તમે તરણ ભાઈ થાઓ." તેઓમાનાં એકે જવાબ આપ્યો, "નહીં બાઇ." તેણીએ પુછયું "શું જનમથીજ એક આંખે આંધલા છેઓ?" તેણે જવાબ આપ્યો, "નહીં બાઈ, મેં એક આંખ ખોઈ તેની કાહણી ઘણી અજાએબ જેવી છે. આંખ ખોયા બાદ મેં દાઢી ને ભવાં બોડાવી નખાવીઆં, અને હાલ તમે જુઓછો તેમ જોગીનો લેબાસ લીધો."

ઝોબીદીએ બીજા બે જોગીને તેજ સવાલ પુછયો, અને તેઓએ પણ તેજ જવાબ આપીઓ, પણ છેલાએ એટલું વધારે કહ્યું કે "બાંનુ, હમે સાધારણ સખસ નથી તે દેખાડવા સારૂ અને તું હમારી ઉપર દયા લાવે તે માંટે હું તને જણાઊંછ કે હમે તરણે રાજાનાં છોકરા છઇએં; અને જોકે આજની સાંજ સુધી હમે એક બીજાને ઓલખતા ન હતા, તોપણ એ વાત એકેકને જણાંવાને હમારી પાસ પુરતો વખત હતો; અને હું ખાતરીથી કેહુંછકે હમારા પેદર દુનીઆંમાં ઘણાં વખાણાંએલા હતા."

આ સાંભલી ઝોબીદીનો ગુસો ઉતરીઓ, અને તેણીએ પેલા ગુલાંમોને કહ્યું, "એઓને છોડો, ને એક મેરે ઉભા રેહો. જેઓ પોતાનો હેવાલ બરાબર જાહેર કરે તેઓને કંઈ ઇજા કરવી નહીં, અને જેઓ તેમ કરવાને નાં પાડશે તેઓને બચાવા નહીં."

હયાં સેહરાઝાડી અટકી, અને તેણીની ચુપકીડીએ, તેમજ બાંમદાદે સુલતાનને જણાવ્યું કે ઉઠવાનો વખત થયો, તેથી તે તૈયાર થયો, અને બાકીની વાત આવતી રાતે સાંભલવાનો ઠેહાવ કીધો; પારણ આ તરણ કાંણાં જોગીઓ કોણ હતા તે જાંણવાને તે ઘણો ઇતેજાર હતો.




બીજી રાતે સુલતાંનજાદીને ડીનારજાદીએ કહ્યું "વાહલી બેહન, અગર તુંને ઊંગ ન આવતી હોએતો પેલા તરણ જોગીઓની દીલપસંદ વાત સરૂ કર."

સેહરાઝાડીએ સુલતાંનની રજા લીધી, અને પછી બોલી:— પેલા તરણ જોગી, કલીફ, વજીર, મસરૂર, અને પેલો હેલકરી દેવાંનખાંનાંપર એક ગલીચાપર બેઠા હતા, અને તેઓની નજદીક એક સોફા ઉપર પેલી તરણ બેહન બીરાજી હતી, અને પેલા ગુલાંમો પોતાની બાઈનાં હોકમ બજાવવા તૈયાર ઉભા હતા.

પોતાની વાત કીધાથી છુટી જશે એવું સમજી પેલો હેલકરી પેહલાં બોલ્યો, "બાઈ, મારી વાત તથા હું કેવી રીતે હયાં આયો તેનો તમુંને રોશન છે; તેથી કેહવાનું થોડુંજ બાકી રહ્યુંછ. જે જગા ઉપર હું કાંમ મેલવવા સારૂં ઉભો હતો તાંહથી તમારી બેહન અમાઇનીએ મને તેડીઓ. તેણીની સાથે તોપલી માથાંપર લઈ હું પેહલાંતો એક પીઠાંમાં ગયો, પછી પાલા-



વાલાને તાંહ, મેવાવાલાને તાંહ, મીઠાઈવાલાને તાંહ, અને તેઆરબાદ દવાખાંનાંમાં ગયો; તાંહથી હયાં આયાં, જાંહ તમે મેહરબાંની કરી હવડાં તુલીક રાખીઓ. આ મેહરબાંની હું ભુલનાર નથી. બાંનું, આએ મારો હેવાલછે."

આ સાંભલી ઝોબીડીએ હેલકરીને કહ્યું "ચાલ હયાંથી નીકલ; ફરીથી તારૂં મોહોડું નાં દખાડતો." હેલકરી બોલ્યો, "બાઈ, મને થોડો-વાર વધારે ઉભો રેહવા દેવો; જેઆરે આ સખસોએ મારી વાત સાંભલીછ તેઆરે તેઓનાં હેવાલથી હું નાંવાકેફ રેહું એ વાજબી નહીં કેહવાએ." પોતે બચી ગયો તેથી દીલમાં ખુશી થઈ તે હેલકરી બેઠો, અને એક જોગીએ ઝોબીડી અને તેની બેહનો આગલ પોતાનો હેવાલ નીચે મુજબ સહરૂ કીધો:—



# પેહલા જોગીની વારતા.

ભાઈ, મેં મારી જમણી આંખ કેમ ખોઈ અને જોગીનો લેબાસ લેવાની શા સારૂ મને ફરજ પડી તે તમુને જણાવા સારૂ મારે કેહવું જોઇએ કે એક રાજાનો બેટો છેઉં. મારા બાપનો એક ભાઈ હતો જે પાસેનાં મુલક ઉપર રાજ ચલાવતો હતો. તેનાં બેટાની ઉમર લગભગ મારા જેટલી હતી.

હું તનમનની કેલવણી લઈ ચુકો તેઆરબાદ મારા પેદરે મને બાહર ફરવાની રજા આપી. દર વરસે હું મારા કાકાને મલવા જતો હતો, જેની દરબારમાં એક બે મહીનાં ગમતમાં કાહડી પાછો હું મારા પેદરનાં મુલક આવતો હતો, આ મોલાકાતથી મારી અને મારા કાકાનાં છોકરાની વચ્ચે દોસતીનો ગાંઠ બંધાયો. છેલીવાર હું એને મલવા ગયો તેઆરે એણે આગલનાં કરતાં વધારે કાલજી બતાવી; અને એક દાહડે મને જેઆફત આપવાને સારૂ ઘણી તૈયારી કીધી. હમે લાંબો વખત સુધી સુફરાપર બેસી રહયાં, અને બંને જમી રહયા બાદ તેણે કહ્યું, "વાહલા ભાઈ, એક વરસની વાત ઉપર તું હયાંથી ગયો તેઆરથી મેં મારા વખતનો શું ઉપયોગ કીધોછ તેનો તુને ખેઆલ પણ આવશે નહીં. એક ઇમારત બંધાવામાં મેં ઘણાં માંણસને કાંમે લગાડયાં હતાં, અને તે ઇમારત હાલ રેહવા લાયક થઇછે; હું તુંને તે મકાંન દેખાડું તેથી તું નાંખુસતો થશેજ નહીં. પણ પેહલાં એ બાબદ છુપી રાખવા સારૂ તારે મને વચન આપવો જોઇએ"

દોસતીને લીધે હું તેની અરજ નાં પાડી શકયો નહીં, તેથી મેં કસમ લઈ તેને વચન આપ્યો. તેણે કહ્યું, "હું પાછો આઊં તેટલાં હયાં ઉભા રહો—હું એક પલમાં પાછો આઊંછ.' તેમજ તે પોતાની સાથે એક ઘણીજ ખુબસુરત ઓરતને લઈ તુરત પાછો આયો. તે કોણ હતી તે તેણે મને કહ્યું તેથી મેં તેણી વીશે પુછપરછ કીધી નહીં. તે ઓરતની સાથે હમે પાછા સુફરાપર બેઠા, બાહરની બાબદોપર વાતચીત કીધી, અને એકેકની સલાંમતી લીધી. તેઆરબાદ મારા પીતરાઇએ મને કહ્યું, "ભાઈ, આપણે વખત ખોવો જોઇએ નહીં, વાસતે આ બાઇને તમારી સાથે લઈ એક ગુંબજનાં આકારમાં બાંધેલી ગોર આગલ ચાલતા થઈ મારી ઉપર મેહરબાંની કરો. તમે તે જગા શેહલાઇથી પીછાંનશો; દરવાજો ખુલોછે. તમો બંને સાથે જાઓ, અને મારી રાહ જોજો, હું જલદીથી આવી લાગશ."

મારો વચન પાલવાને સારૂ મેં કંઇપણ વધારે તયારી કીધી નહીં, પણ પેલી ઓરતને તે જગાપર લઈ ગયો. હમે તાંહ પોહતાં એટલે હમારી પાછલ સાહજાદાને આવતો જોયો. તે પોતાની સાથે પાંણીનો એક કુજો, એક કોરાડી, અને છોએની એક નાંની કોઠલી લઈ આવતો હતો. તે કોરાડીથી તેણે પેલી ખાલી કબર ફોડી. પછી તેને જમીનને ખોદી અને તે કબરની નીચે એક ફાલકું મારી નજરે પડયું. તેણે તે ફાલકુ ઊંચકયું કે તેની નીચે દાદર મુકેલો હતો તે મારી નજરે પડયો. મારી પીતરાઇએ પેલી ઓરતને કહ્યું, "બાનું, જે જગા વીશે હું કેહતો હતો તાંહ જવાનો આએ રસતોછે." જેથી તે ઓરત તેની નજદીક ગઈ, અને નીચે ઉતરી અને સાહાજાદો પણ તેની પાછલ જતો હતો, પણ પેહલાં મારી તરફ ફ-

રીને તે બોલ્યો, "વાહલા ભાઈ, તુંને જે તસદી પડીછ તે સારૂ હું તારો ઉપકાર માંનુંછ. છેલી સલાંમ!" હું બોલી ઉઠીઓ "પેઆરા ભાઈ, આની શું મતલબ?" તેણે જવાબ આપીઓ, "કંઈ નહીં; તમે જે રસતે આયા તેજ રસતે પાછા સીધારો."

દીવસ ઉગવાનો વખત નજદીક આવવાથી સેહરાજાદીએ વાત બંધ પાડી. સુલતાંન ઉઠયો, પણ તે સાહજાદો અને પેલી ઓરત, જેઓ જીવતાં દતાઈ જવાને ઈરાદો રાખતાં હોએ એવું દીસતું હતું, તેઓની મતલબથી વાકેફ થવાને તે ઘણો ઈંતેજાર હતો; અને તે વીશે તે સઘલું જાંણે તે સારૂ આવતી રાતની અધીરાઇથી રાહ જોતો હતો.




બીજી રાતે હમેશની માંફક દીનારઝાદીએ સુલતાંનાંને ઉઠાડી અને પેહલા જોગીની અધુરી વારતા પુરી કરવાની તેને અરજ કીધી, સેહરીઆરે પણ સુલતાંનાંને પોતાની મરજી દેખાડી તેથી તેણી નીંચે મુજબ બોલી:—

પેલા જોગીએ ઝોબીદીને કહ્યું "ખાંનું, સાહઝાદાએ મને કંઇપણ જવાબ આપ્યો નહીં, અને તાંહથી મને રૂખસદ લેવી પડી. મારા કાકાનાં મેહલમાં હું આવ્યો તેઆરે મારી ઉપર દારૂની અસર થવા લાગી તેથી હું લાગલો મારા ઓરડામાં બીછાનાંપર પડયો. બીજે દાહડે સવારે ઉઠતાંનેવાર જે બન્યું હતું તેપર વીચાર કરવા લાગો; અને આ અજબ જેવા બનાંવની બધી હકીકત યાદ આવવાથી હું તેને સપનાં તરીકે વીચારવા લાગો. આવા વીચારને લીધે મેં મારા પીતરાઇને મલવાની ખાએશ બતાવી અને તે મતલબથી નોકરને પુછવા મોકલ્યો. તે જવાબ લાયો કે રાતનાં શાહજાદો પોતાનાં ઓરડામાં સુતો હતો નહીં, અને તેનું શું થયું તેની તેઓને ખબર નહી હતી, અને તેનાં ગુંમ થવાથી સરવેમાં ગભરાત પેદા થયો હતો. તેઆરેજ મને માલમ પડયું કે પેલી ઘોર આગલનો તાજુબી ભરેલો બનાવ તદન ખરો હતો. આથી હું ઘણો દલગીર થયો, અને જાહેર કબરસ્તાંનમાં ગયો, જાંહ મેં તેનાં જેવી ઘણી કબર જોઈ. સારો દીવસ મેં જે ઘોરો તપાસવામાં ગુમાવ્યો, પણ તેનો પતો મલ્યો નહીં; અને એજ રવેશે મેં ચાર દીવસ નકાંમાં ગુમાવ્યાં.

આટલો વખત મારો કાકો શેકારે ગયો હતો તેથી પોતાનાં શેહરમાં હતો નહીં. તેને સારૂ ઢોબતાં હું તો કંતાલી ગયો, તેથી તેનાં પરધાંનોને સમજાવી મેં મારા પેદરનાં સેહર તરફનો રસતો પકડયો. મારા પીતરાઈનું શું થયું તે જાંણવાને પેલા પરધાંન ઈંતેજાર હતા, પણ એ વાત છુપી રાખવાને મેં કસમ લીધેલા તેથી હું કંઇપણ બોલી શકયો નથીં.

હું મારા શેહરમાં જાઊંછું તેટલાં મારા મેહલની આસપાસ પેહરેગીર સીપાઇઓને ઉભેલા જોયા, જેઓએ હું દાખલ થયો તેવો મને પણ ઘેરી લીધો. મેં કારણ પુછયું ત્યારે તેઓનો સરદા બોલ્યો, "સાહજાદા, તારો પેદર જે મરણ

પાંમ્યોછે, તેનાં બદલામાં લસકરે વડા વજીરને પાદશાહ ઠેડવ્યોછે, તેથી નવા બાદશાહનાં નાંમે હું તુંને પકડુંછું." તરતજ સીપાઇઓએ મને પકડયો, અને તે જાલેમની નજદીક ઘસડી ગયા. એ વખતે હું કેટલો તાજુબ તથા દલગીર થયો તેનો બાઈ તમેજ ખેઆલ કરો.

નીચલાં કારણસર આ ચંડાલ વજીર મને ધીકારતો હતો. બચપણમાં મને તીર કાંમઠાંથી શેકાર કરવાનું ચેતક લાગું હતું, અને એક દીવસ હું અગાસી ઉપર કમાંન લઈ ગયો તેવામાં એક પક્ષી મારી નજરે પડયું. મેં તીર છોડયો, પણ કમનસીબે તે પંખેરાંને બદલે આ વજીર જે પોતાનાં મેહલની અગાસી ઉપર હવા ખાતો હતો તેને વાગો અને તેની આંખ ફુટી ગઈ. આ વાતની મને જેવી ખબર પડી તેવોજ તેની પાસે જઈ મેં માંફ માંગી, પણ એ વાત તે કદી ભુલી ગયો નહીં, અને તક આવે તેઆરે પોતાનો ગુસો દેખાડતો હતો. પણ હમણાં જેઆરે હું તેનાં હાથમાં સપડાયો ત્યારે તેણે ઘણી ઘાટકી રીતે મારી ઉપર કીનો લીધો. મને જોતાંને વાર એક દેવાનાં માંણસની માંફક તે મારી આગલ આયો, અને મારી જમણી આંખમાં પોતાનું આંગલું ભોકી તે ભોડી નાંખી, અને તેઆરથી તમે જુઓછો તેમ હું કાંણો બન્યો.

પણ તે જુલમગાર એટલું કરીને ધરાયો નહીં; તેણે એક પીંજરાંમાં મને બંધ કરવાનો હોકમ કીધો, અને જલાદને કહયું કે મને ગાંમમાં લઈ જઈ ગરદન મારી, મારી લાશને શેકારી પક્ષીઓને હવાલે કરવી.

તે હોકમ બજાલાવવા જલાદ મને જંગલમાં લઈ ગયો; પણ ઘણાં કલાવાલા કરી મેં તેનું દીલ પીગલાવ્યું. તેણે કહયું, "જા જલદીથી આ મુલકની બાહર નીકલી જા, અને ફરીથી ગાંમમાં પગ નાં મુંકતો, નહીતો તારી સાથે મારો પણ નાંશ થશે" તેની મેહરબાંની સારૂ મેં તેનો ઉપકાર માંન્યો અને જયારે એખલો પડયો ત્યારે એક આંખનોજ ભોગ આપી, આવી ભારે બલામાંથી છુટયો તેથી દીલને દેલાસો દેવા લાગો.

આવી હાલતમાં આવી પડવાથી હું ઘણો દુર જઈ શકયો નહીં; હું એકાંત જગામાં દાહડે ભરાઈ રેહતો અને રાતે મુસાફરી કરતો હતો. છેલે સરવાલે હું મારા કાકાનાં મુલકમાં આવી લાગો.

મારી ઉપર જે આફત ગુજરી હતી તેનો બરોબર હેવાલ મેં મારા કાકાને કહયો. તે બોલ્યો "અરે મેં મારો બેટો ખોયો એટલુંજ બસ નહી હતું? અફસોસ કે મારો વાહલો બીરાદર આ જાંહન છોડી ગયો, અને તારી આવી હાલત થઇ." તેઆરબાદ પોતાનાં બેટાની કંઈપણ ખબર ન મલવાથી તે કેટલો બેચેન હતો તે કેહવા લાગો. એટલું બોલતાં તે કમનસીબ પેદરની છાતી ભરાઈ આવી, અને એવી રીતે માંતેમ કરવા લાગો કે હું પેલી વાત વધારેવાર છુપી રાખી શકયો નહીં; તેથી કસમ લીધા હતા તે છતાં મારા કાકાને મેં બધું કહી દીધું.

તેણે ધીરજથી સઘલી બીનાં સાંભલી, અને તેઆરબાદ તે બોલ્યો, "મારા વાહલા ભતરીજા, તારા બોલવા ઉપરથી મને જરા આશા આવેછ. મને ખબરછેકે શાહજાદાએ પેલી ગોહર બંધાવી હતી, અને તે જગાની પણ હું અટકલ બાંધી શકુંછ; અને તુંને પણ તેનો જરા ખેઆલ હશે તેથી મને આશાછે જે તે જગા આપણને જડશે; પણ જયારે તેણે બધું કાંમ છુપું રાખ્યુંછ, અને તુંને પણ કસમ દીધા હતા, તેથી આપણે ખોલ પણ છુપી રીતે કરવી જોઇએં." પણ એ વાત છુપી રાખવામાં તેની પાશે બીજું અગતનું કારણ હતું તેથી તેણે મને આગલથી વા-

ફેક કીધો નહીં, અને તે મને પાછલથી માલમ પડયું હતું.

છુપા લેબાસમાં હમે બાગનાં દરવાજામાંથી બાહર નીકલ્યાં અને પેલી જગા આગલ આવી લાગા. તુરતજ મેં પેલી ઘોર પારખી અને ઘણો ખુશી થઈ ગયો. પેલું ફાલકું ઊંચકવાની હમે ઘણી કોશેશ કીધી પણ કંઈ વ-લ્યું નહીં કેમકે મારા પીતરાઇએ તેને અં-દરથી ચણી લીધું હતું. અંતે હમે તે-ને ઊંચકી શકયા.

મારો કાકો પેહ-લાં ઉતરીઓ અને હું તેની પાછલ ગયો; હમે પચાસ કદમ ગયા એટલાં-માં હમે એક ઓ-રડો જોયો, તાંહ ઘણી રોસની કીધેલી હતી, વચમાં એક હોજ હતું, એક બાજુ ઉપર ખોરાક પડેલો હતો, પણ કોઈ માંણસ નજરે પડયું નહીં. પછી કુરતની નાંખેલો એક ધોલીઓ હમારી નજરે પડયો. મારા કાકાએ કુરતની ઊંચકી અને સાહજાદાને અને પેલી ઓરતને સાથે સુતેલાં હમે જોયાં, પણ તેઓને ભથીમાં નાંખી કાહડયા હોએ તેમ તેઓ બને બલી કોલસો થઈ ગયાં હતાં.



"મારા કાકાએ કુરતની ઊંચકી" (સફે ૧૧૩)

પણ હું વધારે તાજુબ એમ થયો કે આ કમકમાત ભરેલો દેખાવ જોઈ દલગીર થવાને બદલે મારો કાકો પોતાનાં બેટાનાં મોહ ઉપર થુકયો, અને ધીકાર બતાવી બોલ્યો, "આતો આ દુનીઆંની સજાછે, પણ પેલી જાંહનની સજા સદા ચાલું રેહસે"; અને તે એટલાંથી ધરાયો નહીં, પણ પોતાનાં પગ માંથી પાવડી કાઢી તેણે પોતાનાં બેટાનાં ગાલ ઉપર એક ફટકો મારયો.

સેહરાઝાડી બોલી, "પણ સાહેબ, દીવસ પ્રકાસ્યોછે તેથી હું દલગીર છેઊં કે વાત આગલ ચલાવી શકતી નથી." આ વાત ઘણીજ તાજુબી ભરેલી લાગવાથી તે આવતી રાતે સાંભલવાનો સેહરીઆરે ઠેઠાવ કીધો.




દીનારજાદી હમેશનાં કરતાં સકારે ઉઠી, અને શેહરાજાદીને કેહેવા લાગી, "બેહેન, હું અરજ કરૂં છું કે પેહલા જોગીની વારતા પુરી કર. તેનો અંત સાંભલવાને હું ઘણી ઇનતેજાર છેઉં."

શેહરાજાદીએ કહ્યું, ઝોબીદી આગલ પેહલો જોગી બોલવા લાગો કે જેઆરે મારા કાકાએ પોતાના મુએલા છોકરાને આટલી ગાલો દીધી તેઆરે મારી અજાએબીનો પાર નહી રહ્યો. મેં કહ્યું, "સાહેબ, મારા પીતરાઈ ભાઇએ એવો તે શું ગુનાંહ કીધો હતો કે તેનાં મુરદાંને તમે આ રૂજે પોંહચાડયું?" શાહે જવાબ આપ્યો, "બેટા, મારા એક જાંની દોસ્તની બેટી, જે મારા મેહલમાં રેહતી હતી, તેને મારો બેટો, જે તે નાંમનેખી લાયક નથી, તે ચાહાતો હતો. તે દોસ્તે મરતી વખતે પોતાની બેટીને મને સોંપી હતી. તેણીની શેહાદી બીજા સખસ સાથે કરવાનાં કોલકરાર થઈ ચુકા હતા, તોપણ પોતાનો વચન તોડી તે મારા બેટાને ચાહતી હતી. જેઆરે આ વાતની મને ખબર પડી ત્યારે સેવટને સારૂ મને ધાસ્તી લાગી, અને છેલે મારા હાથમાં જે ઉપાએ હતા તે કાંમે લગાડયા. મેં મારા બેટાને ઠપકો આપ્યો, અને જે ઓરત બીજાની થઈ ચુકી હતી તેની સાથે મોહબત કરવામાં આપણાં ખાંનદાંનને કેટલું ખરાબ લાગશે તે તેને બતાવ્યું; અને તેવીજ રીતે પેલી ઓરતને પણ મેં સમજાવીં; અને તેણીને બહુ જાપતીમાં રાખી. સાહજાદા સાથે તેને એટલું બધું તે જેર પીધું હતું કે તેણીનાં રસતામાં જે જે અડચણ નાંખી તેથી તેણીની મોહબ્બત ઉસકેરાતી ગઈ.

"મારા બેટાએ પેલી ઓરત સાથ પોતાનો હવસ પુરો પાડવા અને તેણીને હયાં લઈ આવવા સારૂ એક ઘોર બંધાવાને બાંહને આ જગા તૈયાર કરાવી. પછી મારી ગેર હાજરીનો લાભ લઈ તેણીનાં કેદખાંનાંમાં તે જોર જુલમથી દાખલ થયો, પણ મારાં નાંમને ખરાબ લાગે તેથી મેં એ બીનાં છુપી રાખી. આ નીચ કાંમ કરીઆ બાદ તેણીની સાથે લાંબો વખત ગુજારવા સારૂ આ જગામાં જેમ તું જુએછે તેમ તેણે વખત કાહડવા ખોરાક લાવી રાખ્યોછે કે હયાં પેલીની સાથે તે બંધ થઈ રહે; પણ **ખોદા** જે આવાં નીચ કાંમને સાંમે થાએછે, તેણે એ બંધેને વાજબી રીતે સજા કીધીછે." એટલું બોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં, અને હું પણ તેની સાથે સાંમેલ થયો.

તેઆર પછી મારી તરફ જોઈ તેણે મને છાતીએ દાબ્યો, અને કેહવા લાગો, "પ્યારા ભતરીજા, જો તે ચંડાલ બેટાને મેં ખોયોછ તો તેની ખોત તું ઘણી સારી રીતે પુરી પાડશે." આથી હમે બંધે ફરીથી રડવા લાગા.

પેલી સીડીપર ચઢી હમે તે કંગાલ જગામાંથી નીકલ્યાં. પેલાં ફાલકાંને પાછું ઢાંકયું, અને આ ભયંકાર બનાવ જેમ બને તેમ છુપો રાખવા સારૂ તેની ઉપર માંટી નાંખી.

હમે મેહલમાં જઈ પુગા ને રણસીંગડાંને નગારાંનો અવાજ હમારા કાંન ઉપર પડયો. હ-

વાની અંદર જે ધુલ ઉડી રહી હતી તે ઉપરથી હમુંને માલમ પડયું કે કોઈ મોટું લસકર આવતું હતું; અને જે વજીરે મારા બાપને મારી નાંખી તેની ગાદી લઈ લીધી હતી તેનુંજ લસકર હતું એવી ખબર મલી.

મારા કાકા પાસે તો પોતાનાં થોડા ચોકીબાન સીવાએ બીજું કંઇ લસકર તૈયાર નહીં હતું તેથી તે આ મોટાં લસકરવાલા દુસમનની સાંમે થઈ શકયો નહીં. તેઓએ શેહેરની આસપાસ ઘેરો ઘાલ્યો, અને સાંજે થયા વગર દરવાજા ખુલા મુકયા હતા તેથી તેઓ શેહરનાં ધણી થઈ બેઠા. રાજાને પકડવા સારૂં તેઓ મેહલમાં ગયા, અને તે બાધુરીથી પોતાનો બંચાવ કરીઆબાદ મરણ પામ્યો. હું પણ થોડો વાર હીંમતથી લડયો પણ તેઓ પોતાની સંખ્યાને લીધે મારી ઉપર ફાવશે એવું સમજી પાછલે દરવાજેથી નાંસી જઈ રાજાનાં એક વીસવાસુ નોકરનાં મકાનમાં ભરાઈ બેઠો.

હું આવી રીતે ગમમાં ગીરફતાર થયલો, અને કમબખતીથી ઘેરાએલો હતો તોપણ મારો જાન બચાવા સારૂ મને એક એલાજ સુજ પડયો. દાઢી અને ભવાં બોડાવી નાખી અને એક જોગીનો લેબાસ લઈ હું શેહેરમાંથી બાહાર નીકલ્યો.

વખણાએલા કલીફ હારૂન અલરસીદનાં મુલકમાં આવી પુગો તાંહ તુલીક શેહેરમાંથી જવાની મારી હીમત થઈ નહીં. બગદાદ જઈ જે રાજાની સખાવત દુનીઆમાં મસહુર છે તેનાં પગ પર માથું મુકવાનો મેં ઈરાદો રાખ્યો. હું મન સાથ કેહેવા લાગો, "મારી અજબ જેવી કાંહણીથી હું તેનુ દીલ પીગલાવશ અને તેની મદદ મેલવવા વના રેહશે નહીં."

ટુંકમાં કેટલાક દાહડાની મુસાફરી કીધા બાદ કાલે સાંજે હું શેહરમાં દાખલ થયો, અને કેણી તરફ જાઊં તેનો વીચાર કરતો હતો તેવામાં આ મારી પાસેનો જોગી મને મલ્યો, હમે એક બીજાને સલામ કીધી અને મેં કહયું— "મારી માફક તમે પણ આ જગાથી અણજાણાં છો." તેણે જવાબ આપ્યો "હા ભાઇ." તેટલામાં આ તરીજો જોગી હમુને મલ્યો. એણે હમુને સલાંમ કીધી અને બોલ્યો કે હું બગદાદ શેહેરમાં નવો આવેલો છું; તેથી હમે સાથે મલ્યા, અને એક બીજાથી છુટાં પડવું નહીં એવો ઠેઠાવ કીધો.

રાત પડી ગઈ હતી અને શેહરમાં કાંહાં જવું તે ખબર નહીં હતી. પણ સારા નસીબે હમે તમારા દરવાજા આગલ આવી પોંહતા, અને દરવાજો ઠોકવાની હીંમત કીધી, જે ઉપરથી તમે મેહેરબાંની કરીને હમુને અંદર લીધા. બાઈ, મેં મારી આંખ કેમ ખોઈ, અને કેવી રીતે તમારા મકાન આગલ આવી લાગો તેનો આએ હેવાલ છે.

ઝોબીદીએ કહયું, બસ, હવે તારે ગમે તાંહ જા." પેલા જોગીએ બીજાઓના હેવાલ સાંભલવા સારૂં ઠોબવાની રજા માગી.

હયાં શેહરાજાદીએ સુલતાંનને કહયું, "સાહેબ, "સુરજ પરકાશીઓ છે તેથી બીજા જોગીની વાત હું ચલાવી શકતી નથી, પણ જો તમો નાંમવર કાલે એ વાત સાંભલશો તો તેથી તમુને પેહલાની વારતા જેતલીજ ગમત મલશે." સુલતાંને એ વાત કબુલ રાખી, અને દરબારમાં જવા સારૂ તૈયાર થયો.




પેહેલા જોગીની વાતથી જેટલી ગમત મલી હતી તેટલી બીજા જોગીની પણ વાતથી મેલવવાની આશાથી દીનારજાદી શુલતાંનાંને ઉઠાડવાને ચુકી નહી.

તે બોલી, "બેહેન, તમુને ઊંઘ ન આવતી હોએતો બીજા જોગીની વારતા સહરૂ કરો." જેથી શહેરાજાદી નીચે મુંજબ બોલવા લાગી:—

શાહેબ, પેહેલા જોગીની વાત આખી મંડલીને, પણ તેમાં મુખ્ય કરીને સુલતાનને ઘણી તાજુબી ભરેલી લાગી; અને જોકે પેલા ગુલામો હાથમાં તલવાર લઈ ઉભા હતા તો પણ સુલતાને વજીરને કહયું, "મેં ઘણી વાતો સાંભલી છે, પણ કોઈ પણ આની બરાબરી કરી શકતી નથી.' જેયારે તે એમ બોલતો હતો ત્યારે બીજા જોગીએ ઝોબીદી આગળ પોતાનો હેવાલ સહરૂ કીધો.



# બીજા જોગીની વારતા.

તેણે કહયું, બાનું, તમારો હોકમ માંની મારી જીંદગીનાં અજબ બનાવોના હેવાલથી તમુંને વાકેફ કરવાંની ફરજ અદા કરૂંછું.

હું એક પાદશાહનો બેટોછું, અને બચપણથી મારામાં સારા ગુણો જોઈ મારા પેદરે મને તન અને મનની કેલવણી આપવાને કંઈ પણ બાકી રાખ્યું નહીં.

જેયારે હું વાંચતાં લખતાં સીખ્યો ત્યારે આખી કોરાન મેં મોઢે કીધી, અને તેને પુરેપુરી સમજવા સારૂ જે પંકાએલા ગ્રંથ કરતાઓએ તેની ઉપર સાદત આપીછે તેઓનાં પુસતકો વાંચ્યાં, ધરમ સંબંધી બાબદો વાંચી રહી, મેં તવારીખનાં પુશતકો ઉપર ધેઆન દોડાવ્યું; અને ત્યાર બાદ કવીઓનાં ગ્રંથથી વાકેફ થયો. જે પછે અરબી ભાશાનો અભ્યાસ કીધો. એ સાથે શાહજાદાને લાયકની કસરતો પર પણ મેં ધ્યાન આપ્યું. પણ સરવે કરતાં લખવાનો મને ઘણો શોખ હતો અને મારા મુલકનાં મુનસીઓ કરતાંબી મારા અક્ષર ઘણાં સારા હતા.

મારા પેદરનાં મુલકમાં મારીં વખાંણ થવા લાગી એટલુંજ નહીં, પણ હીંદુસતાન જેવા દુર મુલકમાં મારી તારીફનાં સખુનો ગયા, તે આબાદ મુલકનાં શેનશાહે મને મલવાને ખાહેશ બતાવી, અને ઉમદા નજરાણા સાથે એક એલચી મને બોલાવા મોકલ્યો. ઘણાં કારણને લીધે મારો પેદર આથી ખુશી થયો. મુશાફરી કરવાથી અને

પારકી દરબારોમાં જઈ આવીઆથી મારા જેવી ઉમરનાં શાહજાદાને શું ફાએદા થાએછ તેથી તે વાકેફ હતો, તે સાથે વલી હીંન્દનાં શેનશાહ સાથ દોસ્તી કરવાને તે આતુર હતો. પેલા એલચી સાથે હું જવા નીકલ્યો, પણ રસતો ઘણો કઠણ અને લાંબો હતો તેથી મોટો રસાલો સાથે લીધો નહીં.

એક મહીંનો મુસાફરી કરીઆબાદ દુરથી હમે ધુલનું વાદાલું જોયું, અને પચાસ હથીઆર બંધ સવારો હમારી નજરે પડયા. તેઓ લુંતારા હતા અને હમારી તરફ ઘોડા દોડાવતા આવતા હતા.

એટલામાં શેહરાજાદીએ દીવસ પ્રકાશેલો જોઈ સુલતાનને કહ્યું જેથી તે ઉઠયો; પણ પેલા પચાસ સવારો અને હીંન્દી એલચી વચે શું થયુ તે આવતી રાતે જાંણવાને તે બહુ ઇનતેજાર હતો.



રાત ૪૧મી.

બાંમદાદને વખતે દીનારઝાડી ઉઠી અને પોતાની બેહનને કેહવા લાગી, “વાહલી બેહન, અગર તું ખાબથી બીદાર થઈ હોએતો મેહરબાંની કરી બીજા જોગીની વાત આગલ ચલાવ.” સેહરાઝાડી નીચે મુજબ બોલવા લાગી:—

પેલા જોગીએ ઝોબીડીને કહ્યું, બાંનું, મારા પેદરે હીંન્દનાં સુલતાંન સારૂ નજરાંણાં આપેલાં તેથી તથા બીજા સાંમનથી લાઢેલા દસ ઘોડા મારી સાથે હતા અને મારો રસાલો ઘણો થોડો હતો તેથી તે લુટારા બાહુરીથી હમારી આગલ આયા. હમારાથી તેઓની સાંમે થઈ શકાયું નહીં તેથી હમે તેઓને કહ્યું કે હીંદુસ્તાંનનાં સુલતાંનનાં હમે એલચી હતા. આવા માંહન પુરૂષનાં નાંમને માંન આપી તેઓ હમુંને કંઈ પણ ઇજા કરશે નહીં એવી ઉમેદથી હમે એમ કહયું. પણ તે લુંટારાઓએ તુંનદીથી જવાબ આપ્યો, “તમારા સુલતાંનને હમે શા શારૂ માંન આપીએં? હમે કંઈ તેની રૈયત નથી. અને તેની સરહદપર ફરતા નથી.” એટલું બોલી તેઓએ હમુંને ઘેરી લઈ હમારી ઉપર હુંમલો કીધો. બન્યું તાંહસુધી મેં મારો બંચાવ કીધો; પણ મને જખમ લાગા અને પેલા એલચીને તથા મારા અને તેનાં રસાલાને જમીન ઉપર પડેલા જોઈ મારો ઘોડો જખમી થયલો હતો તોપણ તેને જેમ બને તેમ મે દોડાવ્યો. પણ થોડાવારમાં થાકથી અને જખમને લીધે લોહી વેહવાથી મારો ઘોડો જમીન ઉપર પડયો અને મરી ગયો. એથી મને કંઈ વાગું નહીં, અને મારી પછવાડે પણ કોઈ આવતું હતું નહીં તેથી મેં તરક બાંધી કે લુટારાઓ પેલી લુટ વેંહેંચી લેવામાં ગુંટાયા હશે.

સવાર પડેલી જોઈ સેહરાઝાડીને ચુપ બેસવાની ફરજ પડી. દીનારઝાડી બોલી, “બેહન કાલે સવારે હું ઘણી જલદી ઉઠશ કે આજનો બદલો કાલે વલી જાએ.” કંઈ બોલ્યા વગર સેહરીઆર ઉઠયો અને એશની ... દરબારમાં ગયો



## રાત ૪૨ મી.

સુલતાંનાંને શુરજ પ્રકાસવાની ઘણી આગમચ ઉઠાડવાને દીનારજાડી ચુકી નહીં. તેણીએ કહ્યું, "વાહલી બેહન, અગર તું હોશીઆર થઈ હોએતો પેલા જોગીની વાત આગલ ચલાવ." સેહરાઝાડીએ કહ્યું, "હું તૈયારછું;" અને તેણીએ નીચે મુજબ પેલી વારતા આગલ ચલાવી.

થયા હતા તેને પાટાથી બાંધી લઈ હું આખો દાહડો ચાલ્યો, અને એક પાહડ આગલ આવી પુગો જ્યાં એક ગોફાનો રસતો મારી નજરે પડયો. હું તેની અંદર ગયો, અને રસતામાંથી એકઠાં કીધેલાં ફલ ખાઈ તાંહ રાત ગુજારી.

ઘણાંક દાહાડા સુધી મેં મુસાફરી કીધી, પણ



મારો ઘોડો જમીન ઉપર પડયો. (સફે ૧૧૭)

પેલા જોગીએ કહ્યું, કે જોકે મને જખમ લાગો હતો તોપણ કોઈની મદદ વગર હું પારકા મુલકમાં એખલો હતો. પેલા લુટારાઓનાં હાથમાં પાછો સપડાઊં તેની ધાસતીથી ધોરી રસતે હું ચાલી શકયો નહીં. મને જે સેહજ જખમ

રેહવાનું એકુપણ મકાંન દેખાયું નહીં. એક મહીનાં પછી હું ઘણી વસતીવાલાં એક મોટાં શેહરમાં આવી લાગો. એ શેહરની આસપાસ બેશુમાર જહરા હતા તેથી તાંહ વસંતરૂતુ સદા રાજ ચલાવતી હતી.

એ જગાપર જે ખુશનુમાં ચીજો મારી નજરે પડી તેથી મને જરા ધીરજ મલી, અને થોડોક વખત હું મારૂં દુખ વીસરી ગયો. મારો ચેહેરો તથા હાથ પગ શુરજનાં તાપથી કાલા થઈ ગયા હતા; લાંબી મુસાફરીને લીધે મારા જોડા ફાટી ગયા હતા તેથી ઊઘાડે પગે ચાલવું પડતું હતું; તે સાથ વલી કપડાં પણ ફાટી ગયાં હતાં. હું કાંહ આવી લાગો હતો તે પુછવા સારૂં હું શેહરમાં દાખલ થયો, અને એક દરજી જે પોતાની દુકાંનમાં કાંમ કરતો હતો તેને મેં એ સવાલ પુછયો. મારી રીતભાંત ઉપરથી મને કોઈ મોટા દરજાનું માંણસ સમજી તે દરજીએ પોતાની પાસે મને બેસાડયો, અને હું કોણ હતો, અને કાંહથી અને શા સારૂં આયો તે પુછવા લાગો. મારી તમાંમ હકીકતથી કંઈપણ આંણાકાંણી વગર મેં તેને વાકેફ કીધો.

તે દરજીએ ધ્યાંનથી સાંભલ્યું; પણ હું બોલી રહયો એટલે દેલાશો આપવાને બદલે તેને મારો ગમ વધારીઓ. તેણે કહ્યું, "મારી આગલ જે કંઇ તેં કહયુંછ તે બીજા આગલ બોલવાની સંભાલ રાખજે, કારણ આ મુલકનો રાજા તારા પેદરનો કતો વેરીછે, વાસતે તેને જો તારી ખબર મલશે તો તે તુંને કંઈ ઈજા કરીઆ વીનાં રેહસે નહીં." પછે તે દરજીએ પેલા રાજાનું નાંમ લીધું જેપરથી તેની સચાઈ વીશે મારી ખાતરી થઈ.

આ સારી સલાહ સારૂ પેલા દરજીનો મેં ઉપકાર માંન્યો, તેની મરજી પરમાંણે ચાલવાની ખાએશ દેખાડી, અને તેની મેહરબાંનીનો બદલો વાલ્યા વગર રેહવશ નહીં એવી તેની ખાતરી કીધી. હું ભુખો હતો એવું સમજી તેણે મારે સારૂ ખાંણું મંગાવ્યું, અને પોતાનાં મકાંનમાં ઉતારો આપવાની બોહસે કીધી, જે મેં કબુલ રાખ્યું. થોડાક દાહડા રહી મારી થાક ઉતરી ગઈ ત્યારે મેં વીચાર કીધો કે આફતનાં વખતે પોતાનું ગુજરાંન કરવા સારૂ શાહજાદાઓએ પણ કંઈ હુનર ઇઆ ધંધો સીખવો જોઇએ, અને બીજાની ઉપર બોજા તરીકે પડી રેહવું જોઇએ નહીં; તેથી મેં તેને કહ્યું કે ખોદાઈ અને માંણસનાં કાયદાથી હું વાકેફ છું અને ઘણી સરસ રીતે લખી તથા બેત જોડી જાંણું છું. તેણે જવાબ આપ્યો, "આથી તમે આ દેશમાં રોતીનો એક નવાલો પણ મેલવી શકશો નહીં. જો મારી સલાહ માંનોતો મજુરનાં કપડાં પેહેરો, અને તમારો બાંધો મજબુત માલમ પડેછ તેથી પાશેનાં જંગલમાં જઈ લાકડાં કાપી લાવી બજારમાં વેચો. હું ખાતરીથી કહુંછ કે આ ધંધાથી કોઈપર આધાર રાખ્યા વીનાં તમે તમારૂં ગુજરાંન કરી શકશો, અને આ બદબખતીનાં વાંદલાં જે તમારાં સુખની વચમાં આવેછ, અને તમારૂં નાંમ નીસાંન છુપાવાની ફરજ પાડેછે, તે વીખરાઈ પણ જાએ તેને સારૂ આશા રાખવાને પણ એ તમુંને કાંમ લાગશે. હું તમુંને એક દોરડું અને કોદાલી આપુંછ."

એ કાંમમાં હલકાઈ અને મેહનત હતી તે છતાં ગુજરાંન પેદા કરવા સારૂં મેં તે કબુલ કીધું. બીજે દાહડે પેલો દરજી મારે સારૂ એક દોરડું, કોદાલી અને એક તુકો સાહયો લાયો. અને એજ રીતે જે ગરીબો રોતી પેદા કરતા હતા તેઓને પોતાની સાથે મને પણ લઈ જવાને ભલાંમણ કીધી. તેઓ સાથે હું જંગલમાં ગયો અને મારાં માંથા ઉપર ઊંચકાએ તેટલાં લાકડાં લાયો, જે તે દેશનાં સુનાનાં અરધા સીકા સારૂ મેં વેચ્યાં. જોકે જંગલ દુર ન હતું તોપણ તાંહ લાકડાંની અછત હતી. થોડા વખતમાં મેં ઘણાં પૈસા મેલવ્યા, અને પેલા દરજીનું માંગતું આપી દીધું.

એ પ્રમાંણે એક વરસ સુધી ચાલ્યુ. એક દા-

હડે હમેસનાં કરતાં હું જંગલમાં આગલ ગયો, અને એક ખુશનુમાં જગા જોઈ તાંહ કાપવા લાગો. એક ઝાડનું થડ ઉખેડી કાઢતાં એક ફાલકાંને લોખંડની કડી લગાડેલી મેં જોઈ. તેની ઉપર જે માતી હતી તે મેં કાઢી નાંખી, ને ફાલકાંને ઊંચકયું તો એક દાદર મારે નજરે પડયો, જેથી મારા હાથમાં કોદાળી રાખી હું નીચે ઉતરીઓ.



પેલા દરજીનું માંગતુ આપી દીધું. (અંક ૧૧૯)

જયારે હું નીચે ઉતરીઓ ત્યારેમને માલમ પડયું કે તે એક મોટો મેહલ હતો. આ મેહલમા ઘણી રોશની હતી. બીહતો બીહતો હું આગલ વધ્યો, અને સુનેરી થાંભા ઉપર ઉભી કરેલી એક અગાસી ઉપરથી જતાં એક ઊંચી ઓલાડની અને નાંજ નખરાં ભરી નાંજનીને મારી તરફ આવતી મેં જોઈ. તેને જોઈ હું ઘણો તાજુબ થયો, અને મારી નજર તેની તરફજ લાગી રહી.



મારા હાથમાં કોદાળી રાખી હું નીચે ઉતરીઓ. (અંક ૧૨૦)

દીવસ પ્રકાસીઓ તેથી સેહરાઝાડી ચુપ બેઠી પણ દીનારઝાડીએ કહ્યું, "વાહલી બેહન, આજે જે તેં કહ્યું તેથી હું ઘણીજ ખુશી થઇછ, અને આશા રાખુછ કે પાછલનો ભાગ પણ એવોજ તાજુબી ભરેલો હશે." સુલતાંનાંએ જવાબ આપ્યો, "બેહન, બીજા જોગીની વારતાનો પાછલનો ભાગ તો જે કંઈ મારા ખાવીંદ સુલતાંને આગલ સાંભલ્યુંછ, તે સરવે કરતાં સરસ અને સાંભલવા લાયકછે." સેહરીઆરે કહયું, "એટલું બધું તો નહીં હોએ, પણ કાલે સવારે આપણે વીચાર કરશું."



## રાત ૪૩મી.

સુલતાનાંને હમેશના વખતપર ઉઠાડીઆંથી તેણીએ સુલતાનને જણાવ્યું કે બીજા જોગીએ તેની વાત નીચે મુજબ આગલ ચલાવી:—

તે બોલ્યો, પેલી ઓરતને મારી નજદીક આવવાની તજદી નહી પડે એવી ખાહેશથી હું તેણીની કને જલદીથી ગયો. તેણીને વાંકોવરી જેવી મેં શલામ કીધી કે તે બોલી, "તમે કોણછો—માણસ કે જીન?" મેં જવાબ દીધો, "બાનું, હું એક માંણસછું, મારે જીન સાથે કાંઈ પણ ઇલાકો નથી." તેણીએ એક હાય મારી કહ્યું, "તું અતરે કેવી રીતે આવ્યોછે? હું આએ જગ્યાપર પચીશ વર્ષ થયાં વસુછું ને અરસામાં તુંજ પેહલો માનવી મારી નજરે પડયોછે."

તેણીની ઘણીજ ખુબસુરતી, જેથી હું બેભાંન બની ગયો હતો, તથા જે મીઠા અને નમનતાઈ ભરયા સખુનો તેની વાપરતી, તેથી હીમત કરી હું બોલ્યો, "બાંનું, હું તમારા પ્રસ્નનો ઉતર વાલું તે આગમજ મને જણાવા દેવાની તમો પાસે રજા માગુંછું કે તમોને આવી રીતે એકાએક મલવાથી હું બેહદ ખુશી થઓછું, અને જેથી મારા દુ:ખમાં ઘણો ગતાદો થયોછે; અને કદાચ તમો હમનાછો તે કરતાં મારૂં અતરે આવવું તમોને વધારે સુખી કરવાનું સાંધન પણ થઈ પડશે." મે પછે તેનીને જે ભાયગસાલી બનાવથી, મારા જેવા એક રાજાનાં બેટાનું જે હાલતમાં તેની આગલ ઉભો હતો તેમા જવું થયું, તેથી વાકેફ કીધી; વળી નસીબના જોરે હું તેણીના રેહેઠાંનનો રસ્તો કેવી રીતે જાંનવાને પાંમયો, કે જયાં મેં તેણીની સઘલી હાલત તરફ નેઘાહ કરતાં સુખથી દુર કીધેલી તેણીને દીથી, તેનું બ્યાંન તેણીની આગલ કીધું.

તેણીએ ફરી એક હાય મારી કહ્યું, "અફસોસ! સાહાજાદા તું જે ધારેછે તે ખરૂંજછે, કે આએ દબદબા ભરેલું બંદીખાંનું કાંઈ નહીં પણ એક જુલમનું રેહથાંનછે. દુનીઆમાની સઉથી મનપસંદ જગામાં જે આપાણી ખુશી ઉપરાંત આપણને રાખવામાં આવેતો કધી પણ તે મોજ આપી શકે નહીં. તમોને **અબનુસના ટાપુના** મોટા રાજા વીશે સારી પેઠે ખબર હશે, કે જે ટાપુનું નાંમ ત્યાંના વખનાચલા અબનુસના લાકડાં ઉપરથી આપવામાં આવ્યુંછે. હું ત્યાની સાહાજાદી તથા તે રાજાની બેટીછું.

ત્યાના રાજા, મારા પીતાએ, મારે માટે એક ખાવીંદ સોધી કાહડયો, જે સાહાજાદો મારો પીતરાઈ થતો; પણ મારાં લગ્નની રાત્રે, **અબનુસના ટાપુની** દરબાર તથા રાજ્યની ખુસાલી વચે, એક જીન મને ઊંચકી લઈ ગયો. હું ધાસ્તીથી બેસુધ થઈ ગઇ હતી; અને જયારે હુસ્યાર થઈ ત્યારે મેં મને અતરે દીથી. ઘણો વખત સુધી હું ગમગીનીમાં ગરકાવ રહી, પણ વખત જવાથી તથા ગરજની મારેલી જીનને જોવા તથા ભેતવાની મને આદત પડી. તમોને મેં કહ્યું તે મોઆફક પચીસ વર્ષ થયાં હું આએ જગ્યામાંછું; વળી મને કબુલ કરવું જોઈએ કે મારી મોજને વાસ્તે જેબી જોઇએ તે અતરે તૈયારછે; ને સાથે સાહાજાદીને લાયકનો પેહરવાસ તથા ઘરેણાથી હું ખાલી નથી.

દર દસમે દીવસે જીન* અતરે આવેછે અને એક રાત રહેછે; અને તેથી વધું વખત તે કધી રેહતો નથી; પણ તેને મને કહ્યુંછેકે જો મારે તેનું દીવશે કે રાતના કાંઈ કાંમ પડેતો, આએ એક તલેસમ તેને આપી મુકયોછે, અને જે આએ ઓરડાની અંદર દાખલ થતાંજ મુકવામાં આવ્યોછે, તેને મારે હાથ લગાડવો કે તે આવી હાજર થશે. તેને છેલા આયાંને ચાર દીવસ થયાછે, અને બીજા છ દીવસ પુરા થાય ત્યાં લગન તે આવશે નહીં; તેથી જો તમારી ખુશી હોયતો તમો પાંચ દીવસ મારી સાથે રહો અને હું તમને તમારી પડવી પરમાંણે માન આપવાની યત્ન કરીસ." હું એટલોતો મગન થઈ ગયો કે મારા ત્રોહોમાંથી નાનો સખુનજ નીકલવો માહાલ હતો. સાહાજાદીએ મને હુમામખાંનાંમાં જવાને ફરમાવ્યું, જે આપણેથી વીચાર થઈ શકે તે કરતાં સરસ, બોહોલું તથા સંગારેલું હતો; જેઆરે હું બાહેર આયો ત્યારે મારા કપડાંને બદલે મારી નજરે એક ઘણોજ કીમતી પોશાક પડયો, જેની કીમત તે કપરાંમાં સાહાજાદી સાથે બેસવાને જે મને સગવડ થઈ પડી તેથી વધું મારે મનસે થઇ હતી. હમે જરીન ચાદર બીછાવેલા એક કોચ ઉપર બેઠાં. થોડાવાર પછે તેણીએ ઉમડા ખાંનાંનાં ખાંનચા તેબલપર લાવી મુકયા. હમે સાથે ખાધું અને બાકી રહેલો દીવશ ખુસાલીમાં કાહાડયો.

બીજે દીને સુફરા ઉપર તેણી એક જુના દ્રાક્ષના દારૂનો સીસો લાવી, કે જે મારાં આખ્યામાં આવેલા સઘલા દારૂને એક કોરે બેસાડે એવો સ્વાદીસ્ત હતો; મને માંન આપવા માટે તેમાનો થોડો તેણીએ પણ પીધો. આએ સરાબથી જયારે હું ચકચુર બનયો ત્યારે મેં કહ્યું, "ખુબશુરત સાહાજાદી, તમોને આએ રીતે બંદીવાન થવાને હવે બહુ દીવસ થયાછે. મારી સંગાથે તમો આવો; આએ ખોટી મોજમજા છોરી દેઈને વર્ષો સુધી ન જોયલી દીવસની રોસનીનો લાભ લેવો." તેણીએ હસીને કહ્યું; "સાહાજાદા, મુગો મુગો ધીરજ રાખી બેસી રેહે. જો દરેક દશ દાહાડામાં તું મારી કને નવ દીવસ રેહશે અને દસમો જીનને માટે રેહવા દશેતો, દુનીઆં પેદા થયાં પછેની સઉથી સરસ દીવસની રોશની જોવાથી બેનશીબ રેહવાને હું ખુશીછું." મેં કહ્યું, "સાહાજાદી; તમો એમ બોલોછો તેનું કારણ તમો જીનથી બીહોછો તે સીવાય બીજું કાંઈ નથી. મને પુછોતો એને માટે હું એટલી થોડી દરકાર કરૂંછું કે તેનાં તલેસમનાં હું કતકે કતકા કરી [illegible]શ. તેને આવવા દેજો; હું તે માટે તૈયાર રહીશ; અને જમે તેવો તે જોરેમંદ તથા બાહાદુર હશે તોપણ મારી બાજુનો હું તેને સ્વાદ ચખાડીશ. હું કસમ લઇને કહું છુંકે એને પેહેલાં મારી દુનીઆમાના સઘલા જીનોનો નાશ કરી નાખીશ." સાહાજાદી એમ કીધાંથી શું થશે તે જાનતી હતી તેથી તે તલેસમને હાથ નહી લગાડવા સારૂં મારા કાલાવાલા કરવા લાગી; "કારણ," તેણી બોલી, "એમ કીધાથી આપણ બનેનો નાશ થશે. જીનની શકતી કેટલીછે તે હું તમો કરતાં વધું જાનુંછું." સરાબની જનુનનમાં આવવાથી મેં તેનું સાંભરયું નહીં; મેં તે તલેસમને મારા પગથી એક લાત મારી જેથી તેના કતકે કતકા થઈ ગયા.

આટલું બોલી સેહરાઝાડી દીવસ ઉગેલો જોઈ ચુપ રહી, તથા સુલતાન તલેસમ ભાગાંથી કાંઇક અજાએબ બનાવ થયો હશે એવું વીચારતો ઉઠયો; અને તેને એટલાં માટે એ વાત સઘલી પુરે પુરી સાંભલવાનો ઠેઠાવ મનસે કર્યો.

* આએ વાતના કેટલાક લખનારા એમ કહેછે કે જીનથી, જે ઓસ્ત જુલમથી તેના કુટંબની ખુશી ઉપરાંત કાહાડી લઈ ગયો હોય, તેનો પાસે દસ દીવસના અંતર વગર જઈ શકાય નહીં.




દીનારઝાડી, દીવસ રોશન થવાની જરા આગલ ઉઠવાથી સુલતાનાને કેહવા લાગી, "બેહન, જો તમો નીનદ્રાથી ખલાસ થયાં હોવોતો, પેલાં ભોયરાંનાં મેહલમાં તલેસમ ભાંજવા પછે શું બન્યું તેથી હમોને વાકેફ કરો."

**સેહરાઝાદી**—હું તેજ તમોને કેહવાને તૈયારી કરૂંછું. એમ કહી બીજા જોગીની વાત નીચે મુજબ તેણીએ આગલ લંબાવી:—

તલેસમ જેવો ભાગો કે તે મેહલ પડી જતો હોય તેમ હીલવા લાગો. વીજલી તથા અંધારાં સાથે એક ધાસ્તી ભરયો અવાજ સંભલાવા લાગો. આએ દેહસત પેડા કરનારો અવાજ સાંભલી મારો સરાબ ઉડી ગયો ને જે બેવકુફી મે કીધી હતી તેનો મને વીચાર આયો. પણ હવે ઘણું અશુરૂ થયું હતું. મેં પુછયું, "સાહાઝાડી, આએ સઘલાંની મતલબ શું?" પોતાની કાંઇપણ દરકાર કર્યાં વગર તેણીએ જવાબ દીધો, "અફસોસ! તું જો જલદી નાહસી નહીં શકશેતો તારી કમબખતી આવીછે."

મેં તેણીના કહયાં મુજબ કીધું. પણ હુ એટલો તો બીધેલો હતો કે હું મારી કોડારી તથા દારડું સાથે લેતાં વીસરી ગયો. જે દાદરેથી હું નીચે ઉતરયો હતો તેને મથાલે મારા પોંહોંચવા આગમજ તો પેલો જાદુઈ મેહલ ઉગડયો તથા જીનને રસ્તો આપ્યો. તેને સાહાજાડીને બહુજ ગુસાથી પુછયું, "શું થયુંછે; તેં મને સાને માટે બોલાવ્યો?" સાહાઝાડીએ કહ્યું, "મારો જીવ ફરી આવવાથી, તમો જોવોછો તે બાતલી હું અતરે લાવી, અને તેમાથી બેત્રણ વખત શરાબ નોશ કીધો, જે પછે મારા પગે જરા લપેરો ખાધાથી આએ તલેસમપર હું જઈ પડી ને તે ભાગી ગયો; એજ સઘલો બનાવ બન્યોછે."

આએ જવાબથી પેલો ગોસામા આવેલો જીન બોલ્યો, "તું બે શરમ બોરતછે, અને તું બોલેછે તે જુઠૂંછે. આએ કોડારી તથા આએ દારડાં કયાથી આયાં?" સાહાજાડીએ જવાબ દીધો. "મેં તે હમનાજ જોયાં, મને તેમની કાંઈ ખબર નથી. તમારા એકદમ દાખલ થવા સાથે કદાચ ગરદાઈ આયાં હશે, અને તમે પોતેજ અનજાનપણે તે સાથે લાવેલા લાગોછો."

જીને કાંઇપણ કેહવા વગર તે સાહાજાડીને ગાલ દેવા તથા માર મારવા માડયો, કે જેથી થાતી ગડબડ મને સમભલઈ. સાહાજાડીની દયા ઉપજાવનારી ચીચારીઓ સાંભરી મારેથી થોભી શકાયું નહીં. તેણીએ આપેલા મે કપડાં કાહાડી નાબેયાં હતાં તથા મારાં પેરી લીધાં હતાં, જે આગલે રોજે હમામખાંનાંમાંથી બાહેર નીકલતાં મેં દાદરપરજ મુકયાં હતાં. હું ઉપર જલદીથી દાડયો, કારણ મારેથી જે બન્યું હતું તેથી હું ગેલો ગાંડો થઈ ગયો હતો. એક ઘાતકી જીનના હાથ તલે એક સઉથી ખુબશુરત નાજનીનની કમબખતી કરવાથી હું મારા મનશે સઉથી મોટો ગુનેહગાર તથા નીમખહરામ મને સમજવા લાગો. મેં વીચારયું, "ખરૂં હતું કે તે પચીસ વર્ષની બધીવાંન હતી, પણ છુતાપણા સીવાયે

તેણીને બીજી કસાંની ગરજ હતી નહીં. મારી બેવકુફીથી તેણીના સુખનો અંત આયો હતો, તથા તે એ ઘાતકી દેવને સ્વાધીન થઈ હતી." મેં ભોયરાંનો દરવાજો બંધ કીધો તથા તેપર પાછી ધુલવાલીને લાકડાંનો એક ભારો લઈ, હું શું કરતો હતો તેનાં કાંઈપણ ખ્યાલ વગર, શેહર તરફ ફરયો.

મારો ઘેર ધણી, પેલો દરજી, મને જોઈ ખડુંજ મગન થયો. તે કેહવા લાગો, "તમે મને તમારી બુનીઆદથી જાહેર થયા હતા તેથી હું તમારી ઘેર હાજરી જોઈ બહુ ધાસ્તી કરવા લાગો, અને શું કરવું તેનો મને કાંઈ વીચાર સુજયો નહીં. મને ફીકર થઈકે તમો કોણ હતા તે કોઇએ પકડી કાહાડ્યું. તમારા પાછા ફરવાથી હું ખોદાના સુકર ગુજારૂછું." મેં તેનો મારા વીશેની આતુરતા તથા પ્યારને માટે ઉપકાર માનયો. પણ જે બનયું હતું તથા હું મારી કોદારી તથા દોરડાં વગર કાંય ગયો હતો તે તેને જાહેર કરવાની હીમત નહીં કીધી.

મારા ઓરડામાં હું ગયો જયાં મારી બેવકુફીને માટે મને પોતાને શરાપ દેવા લાગો. હું મનસે બોલ્યો "જો મેં તલેસમ નહી તોડયો હતેતો મારી તથા શાહાજાદીની મોજમો ખલલ પડવા જેવું કાંઈ હતું નહીં."

હું આવા મારાં દુઃખના વીચારમાં હતો તેવામાં પેલો દરજી ઓરડામાં આયો અને કેહવા લાગો કે, "એક બુઢો સખસ, જેને હું ઓરખતો નથી, તે તમારી કોડારી અને દોરડાં લાયોછે' અને તે કહેછ કે તેને જંગલમાંથી જતાં તે મલ્યાંછે. તે વરી કહેછેકે તમારા સોબતીઓએ તેને જનાવીઉ હતું કે તમો અતરે રેહોછે; તેથી જાવોને તેની સાથે વાત કરો, કારણ તે તમારાં વગર કોઈ બીજાને તમારો સરનજામ આપવા ના પાડેછે."

આએ શબદો સાંભરી હું ફીકો પડી ગયો તથા ધ્રુજવા લાગો. મારી ફીકરનું કારણ પેલો દરજી પુછતો હતો તેટલાં ઓરડો ઉગડયો, અને પેલો બુઢો બાહેર ઉભો રેહવાને રાજી નહીં હોવાથી મારી કોદારી તથા દોરડાં લેઈ અંદર આયો. આએ માંણસ તે પેલો જીન હતો, જે સાહાજાદીને સારી પેઠે સજા કરવા પછે આવા છુપા આકારમાં આયો હતો. તે બોલ્યો "હું જીન છું, તથા જીનોના રાજા **એબલીસ***ની છોકરીનો છોકરો થાઉંછું; આએ તમારી કોદારી છેકે નહીં? અને દોરડાંબી તમારાંજ કની?"

સેહરાઝાદી ઉજરડું જોઈ મુગી રહી ગઈ. સુલતાંને બીજા જોગીની વાત પુરી સાંભલવાનો ઠેડાવ હવે પકોજ કર્યો; તેથી તે બાકી બીજે દીને સાંભલવાના ઇરાડાથી ઉઠયો.

* એબલીસ અથવા દેજીઅલ કોરાન પરમાંને, માણસોનો સત્રુ ગણાયછે; જેને આદમનો નાશ કર્યો હતો.




બીજે દીને દીનારઝાદીએ સુલતાંનાંને કહ્યું, "પ્યારાં બેહન, મેહેરબાંની કરી કહોકે શાહાજાદાને પેલા જીને શું કીધું."

"હું તમારી અજાએબીમાંથી તમોને મોકલાં કરવાને રાજીછું," એમ કહી સેહરાઝાદીએ વાત આએ મુઆફક આગલ ચલાવી:—

બીજો જોગી પોતાની વાત સરૂ રાખી, જો-બીડીને કેહવા લાગો, મેહરબાંન બાંનું, તે જીને ઉપલો સવાલ મને પુછયા પછે જવાબની રાહ જોવા ખોતી ન રહ્યો. તેને મને કમરમાંથી પકડી, ઓરડામાંથી ઘસડી કાહડયો ને આસમાંન તરફ ધ્યાંન ન થાય એટલી ઝડપથી લેઇ ચહુડી ગયો, ત્યાંથી પાછો તે વીજલીની માફક પૃથ્વીપર ઉતરયો, જેને તેના પગ ઠેકાણેથી ફાંતી તરત જમા કરી આપી. અમે બને અંદર ગેપ થઇ ગયા ને મને જાદુઇ મેહલમાં **અબનુશના ટાપુનો** ખુબસુરત શાહજાડીની સનમુખ મે દીઠો. પણ **અફસોસ**! મારી નજરે તે કેવી હાલતમાં પડી! જે મેં દીઠું તેથી મારૂ જીગર ફાતફાત થવા લાગું. બચારી ગરીબ શાહાઝાડી પોતાનાં લોહીમાં ગરકાવ થયલી તથા તદન અધમુઈ થચલી રડતે ચેહરે જમીનપર પડેલી હતી.

"નાપેકાર ઓરત," જીને કહ્યું, "આએજ તારો આસનાવ કે?" તેણીએ પોતાની બંધ થતી આંખો મારીપર ફેંકી રડતે ચેહરે કહ્યું, "હું એને ઓરખતી **નથી**, મેં એને આએ ઘડી સુધી આગલ કધી જોયો નથી."

**જીન**—શું! તારી હાલની હાલતે તને પુઆડનાર એજછે; અને હજુ તું શું એને ઓરખતી નથી કરી કેહવાની હીમત કરેછે?

**સાહઝાડી**—જો હું એને ઓરખતી ન હોતીં તોપણ તું શું એનો નાશ કરવા શારૂ મારી પાસે જુઠું બોલાવા માગેછે?

પેલા જીને પોતાની **શમસેહર** કાહડી કહ્યું, "વારૂ ત્યારે, જયારે તેં એને કધી આગલ દીઠો જ નથીં તો આએ શમસેહર લેઈ એનું શીર ઉડારી નાંખ?"

**સાહઝાડી**—અફસોસ! મારેથી એ કાંમ કેમ બની શકે? મારી શખતી એટલીતો જતી રહીછેકે મારો હાથ વતીક હું ઊંચકી શકતી નથી; અને જો હું તે ઊંચકી શકતી હોઉ તોયપણ એક નીરઅપરાધી આદમીનો જાન લેવાને હું કેમ હીમત ચલાવી શખુ, તેબી વરી જે આદમીને હું ઓરખતી વતીક **નથી** તેનોજ?

**જીન**—આએ તારી મનાઈ મને તારા ગુનાહને માટે ચોકસ કરેછે. પછે મારી તરફ ફરી તે બોલ્યો, "અને તમે શું એણીને ઓરખતા નથી?"

સાહાઝાડીને આએ હાલતે પોંહચાડી, જો જેવો તેણીએ મારો બચાવ કર્યો તેવો તેણીનો હું બચાવ ન કરૂં તો મારા જેવો નીચ અને હેવાન્યત ખસલતનો આદમી બીજો કોઈજ ન હોય. મેં તેટલા માટે જીનને કહ્યું, "જયારે મે હમના સીવાય તેણીને આગલ કધીજ દીઠી નથી તો, હું કેમ તેણીને ઓરખી શકું?" તેણે કહ્યું "એમછે તો આએ સમસેહર લે અને એણીનુ માથું ઉરાડી નાખ. એ હોકમ બજાવાથી હું તને છોડી દેઇશ, કારણ ત્યારે મારી ખાતરી થશે કે તેં એને હમના શીવાય આગલ કધી દીઠી નથી." મેં સમસેહર હાથમાં ધરી કહ્યું, "દીલોજાનથી."

**સેહરાઝાડી**—પણ મેહરબાંન બાવીંદ સુર્ય ના દરસન થાયાંછે તેથી હું નામવરને ખોતી રાખવા માંગતી નથી.

સુલતાંન મનશે બોલ્યો, "આએતો અજાએબી ભરેલા ખરેજ બનાવછે. આપણે કાલે જોઇશું કે પેલો સાહાઝાડો એટલો ઘાતકી હતો કે જીનનો હોકમ અમલમાં લાવે."




રાત લગભગ પુરી થતાં દીનારઝાડીએ સુલતાંનાંને કહ્યું, "બેહન, જો તમને ઊંગ ન આવતી હોયતો જે વારતા તમો કાલે પુરી ન કરી શકયા તે આગલ ચલાવો." સેહરાઝાડી બોલી, "વારૂં," અને વગર વખત ખોવે તેને આએ મુજબ બોલવું સહરૂ કીધું:—

રી જીંદગી બચાવા પોતાની દરકાર ન કરી તેજ માફક તેણીને માટે મારી જીંદગીની હું દરકાર ન કરતો હતો તે દેખાડવાજ મેં એમ કહ્યું. સાહાઝાડી, તેણીપરના દુ:ખ તથા જુલમ છતાં, મારો અર્થ સમજી ગઈ, અને જે તેણીએ મારે માટે ખુસી સાથે મરવાનો થેડાવ કર્યો હતો તે



"તે નાપેકારે તરવાર ઉચકી." (સફે ૧૨૭)

બીજા જોગીએ કહ્યું, બાંનુ, તમો એમના ધારતાં કે હું **આબનુસના ટાપુની** ખુબસુરત સાહાજાડી સોડે, જીનના ઘાટકી ફરમાંન પરમાને, તેણીના જલાદ થવાને ગયો. જેમ તેણીએ મા-

પોતાના ચેહરાથી દેખાડી આપ્યું, તેમજ તેની-ને માટે મારી જીંદગી બરબાદ કરવાને હું રાજી હતો તે માટે પોતાની ખુશી જાહેર કરી. એ જોઈ હું પાછો હટયો અને તરવાર જમીનપર

ફૂંકી દઈ, મે જીનને કહ્યું, "જો હું એક અનજાના આદમીનો જાન લેઊં ને તેબી આવી એક ઓરત જે મોહતને કીનારે આવી રહીછે તેનો, તો દરેક આદમજાતની આંખમાં બહુંજ ધીકાર ભરયો થઈ પડું. હું તારા કબજામાંછું એટલે તારે ગમે તે તું મને કર; હું તારા ઘાટકી હોકમને તાબે થઈ શકતો નથી."

જીને કહ્યું, "તમો બેઉ મારી સાજે થનારછો અને મારી અદેખાઇને માટે મને અપમાન કરોછો; પણ હું શું કરી સકુંછું તે તમને બનેને ખબર પડશે." એમ કહી તે નાપેકારે તરવાર ઊંચકી અને તે ઓરતનો એક હાથ કાપી નાખ્યો કે જેથી માતર પોતાનાં બીજા હાથથી મને છેલો સલાંમ કરવા જેટલોજ તેણીમાં પ્રાંણ રહ્યો હતો. તેણીને જે આગલ લોહી ગયું હતું તેથી, તથા આએ જીનના ઘાટકી કરમથી તે વધારે વેહવા લાગું તેથી તેણી ભાગ્યે બે પલ વધુ જીવી શકી હોય. એ દેખાવથી હું બેસુધ થઈ ગયો. જેવો હું હુસ્યાર થયો કે મે જીનને કાલવાલા કરી કહ્યું કે મોટની ધાસ્તીથી મને રીબાવે નહી. મે કહ્યું, "હું મોતનો ફતકો જીલવાને તૈયારછુ તેથી તે મારવાને વીલમ ના લગાડ, કારણ જે મોટી મેહરબાંની હું તારાથી ચાહુંછું તે એજછે." પણ મારી માંગની કબુલ કરવાને બદલે તે બોલ્યો, "જીન લોકો પોતાને દગો કરનારના કેહવા હાલ કરેછે તે જો. તારી ઉપર જોકે મને ઘણો શકછે કે તેં મારી લાજ લીધીછે, તો પણ એ વીશે મારી પુર ખાતરી થઈ નથી. જો મારી ખાતરી થાયતો તુને હમનાજ મારી નાખતે; તોપણ હું તને કાંઇબી શીક્ષા કીધા વગર ચુકશ નહીં, અને તને કુતરો, વાંદર કે કોઈ બીજુ પક્ષી બનાવી દેઇશ; તેથી તુને કયો અવતાર પસંદ પડેછે તે કેહ. એટલું હું તારી મરજીપર રાખુંછું."

આએ શબ્દો સાંભલી તેને થંડો પાડવાની મને જરા આસા આવી. હું બોલ્યો, "અએ જીન, તારો ગોસો નરમ પાડ અને જો તું મારી જીંદગી ખતમ કરવા ચાહતો નથી તો જરા વધારે સખી દીલથી મારી સાથે ચાલ. તું મને માફી બખસસે તો હું તારી દયા ભુલીશ નહીં, કે જે પરમાંણે એક સદગુની આદમીએ પોતાનો એક પડોસી જે તેનો કટતો દુસમન હતો તેને માફી બખસી કીધું હતું." જીને પુછયું, "તે બધે પડોશીઓ વચ્ચે શું બનયું તે કેહ." અને બોલ્યો કે જયાં લગન તે વાત પુરી થશે ત્યાંસુધી તે ધીરજ ધરસે. જેથી મેં તેને તે વાત કહી; અને બાંનું, જો તે વાત તમો આગલબી હું કરીશ તો તમને પણ તે ગમત આપસે:—



# એક અદેખાં માણસ તથા જેની તે અદેખાઈ કરતો તેની વારતા.

એક મોહોટાં શેહરમાં બે જન પાસે પાસેના ઘરમાં રેહતા હતા. એ બેમાંથી એક જનને બીજાને માટે એલીતો અદેખાઈ પેદા થઈ કે તે બચારાએ તેથી દુર જઈ રેહવાનો વીચાર કીધો; એવું સમજીને કે તેમના પડોસી હોવાથી પેલાને અદેખાઈ ઉપજતી હશે; કારણ જોકે વારે ઘડીએ

તે પેલાનું ઘણુંક કાંમ કરી આપતો તો-પણ તેણી અદેખાઇમાં કાંઇપણ ઘટાડો થતો નહીં. એથી પોતાનું ઘર તથા સરસામાન વેચી તેજ દેશની રાજધાંનીમાં પેલો ભાગે મર્દ જઈ રહ્યો જે ત્યાંથી ઘણી દુર ન હતી. ત્યાં તેણે એક જમીનનો કટકો ખરીદયો જે શેહરથી આસરે અરધો કોશ દુર હતો. તેનું ઘર મોટું હતું, જેની સાથે મોટી જગા અને એક ખુશનુંમાં બાગ હતો, જે બાગની અંદર એક ઊંડો પરતલ કુવો હતો. એ ખરીદ કર્યા પછે આએ બચારા પરમાણીક આદમીએ દરવેસનો વેશ ધારણ કીધો, એવી આશાથી કે પોતાનો વખત શાનતીથી ગુજારે. તેણે ઘરમાં ઘણાક બીજા ઓરડા કીધા અને થોડા વખતમાં બીજા દરવેશો*ને સાથે લાવી વસાવ્યા. તેના સદગુનોથી તે જલદી જાહેર થયો જેથી લોકો તેને માન આપવા લાગા તથા શેહરના પ્રમુખ સાથ તેને મીત્રાચારી થઈ. તુકમાં બધાં તેને ચાહવા તથા માન આપવા લાગાં. તેની પાસે પોતા માટે બંદગી કરાવા લોકો દુરવેરથી આવવા લાગાં; અને જેઓ તેની પાસે આવતાં તેઓ તેની બંદગીથી થયલા ફાયદાની તારીફ ચોમેર કરતા.

આએ નેક આદમીની આખર તેના આગલાં વતનમાં જનાવાથી પેલા અદેખાને બહુ ખેદ પેદા થયો, જેથી તેને પોતાનું ઘર તથા કામકાજ છોડી દીધું અને પોતાના દુશમનનો નાસ કરવાનો ઠેડાવ કર્યો. એ વીચારથી પેલા દરવેશોના નવાં મઠમાં તે ગયો. તેના આગલા પડોસીએ તેને ઓળખ્યો અને ઘણી માયા તથા આદરમાંનથી તેને ભેટયો. પેલા અદેખાએ તેને જણાવ્યું કે તે કોઈ ઘણી અગતની બાબદ વીશે વાત કરવાને આયો હતો અને જે તેના સીવાય બીજાના દેખતાં કરી ન શકાય તેવી હતી. તે બોલ્યો, "આપણને વાત કરતાં કોઈ સાંભરે નહીં માટે ચાલ આપરે ચોકમાં જઈ ફરતા ફરતા ગોફતેગો કર્યે; અને રાત પડવા આવેલીછે તેથી તારા બીજા જોગીઓને પોતાનાં ઓરડાઓમાં જઈ આરામ કરવા ફરમાવ." દરવેશોના આએ પ્રમુખે તેના કહ્યા મુજબ કર્યું.

જયારે પેલા અદેખા આદમીએ પોતાને દરવેશની સાથે એખલો દીઠો કે પોતે તેની સાથે વાત કરતો કરતો પેલા કુવા નજદીક તેને લેઈ ગયો તથા ઉપર નીચે ફેરા ખાતાં તક સાંધી એક આચકો મારી તેને કોઈ ન જોએ તેમ કુવામાં ફેંકી દીધો. એ પછે મઠના દરવાજામાંથી કોઈ ન જાને તેમ નીકલી ચાલતો થયો તથા પોતાને ઘર પોતે જે કાંમ કર્યું હતું તેથી ખુશ થતો જઇ બેઠો; તેને મનસે ખાતરીજ હતી કે તેનો દુસમન એ અવસરમાં પુરો થઈ રહ્યો હશેજ; પણ તેનો આએ વીચાર ખોટો પડયો.

સેહરાઝાદીથી વધુ બોલાઈ શકાયું નહીં કારન પોહોર ફાટતો હતો. સુલતાંનને પેલા અદેખાને માટે બહુજ કેહર ઉપજ્યો તથા મનમાં વીચારવા લાગો કે, "હું દીલોજાનથી ચાહુંછુંકે પેલા નેકબખતને કાંઈ નુકશાન થયું ન હશે. હું કાલે સાંભરવાની આશા રાખુછું કે તે સરવ કૃપાલું બાપ તેની આએ મુસકેલીમાં ભુલી ગયો ન હશે."

* દરવેશ, તુરકી અથવા ઈરાંની જોગીને કહેછે, જેઓ પોતાને બહુ મીસકીન કેહવાડછે તથા એકાંત વાસમાં પોતાની જીંદગી ગુજારેછે.




બીજી સહવાર પડતાં દીનારઝાડી બોલી, "જો ઊંગથી તમો ખલાસ થયાં હોયતો, પ્રીય બહેન, મને જનાવો કે પેલો નેક દરવેશ કુવામાંથી સહીસલાંમત બાહેર નીકલ્યો કે શું?" સેહરાઝાડી "હું તેજ કરૂંછું:—"

પેલા બીજા જોગીએ કહ્યું, આએ ખંદન કુવામાં પરીયાં તથા જીન વસ્તા હતા, જે બનાવ આએ મઠના ધનીના બંચાવનો આધાર થઈ પડયો; કારણ તેઓએ એને જીલીને પડતો બંચાવી લીધો, અને કાંઇપણ ઇજા થવા વગર કુવાને તલ્યે લેઈ ગયાં. તેને લાગું કે પોતાની પડતી વખતે કાંઈ ખુદાઈ મદદ હતી, નહીં તરકે તેના ચુરેચુરા થવા જોઇએ. પણ પેલા આસમાંની લોકો તેની નજરથી છુપા રેહવાને લીધે તેના કોઈ દીઠામાં આવ્યું નહી; પણ તેને તરતજ એક અવાજ કાંણે પડયો, "તમોને ખબરછે કહયો માહન પુરૂષ આપણી વચ્ચેછે?" બીજા અવાજે જવાબ દીધો, "નહીં." તેથી પેહલાએ ઉતર વાલ્યો, "ત્યારે હું તમને તે કહુંછું. આએ સખસ પોતે જે શેહરમાં રેહતો હતો ત્યાં એક તેનો પડોસી, (જેને એને વીશે અદેખાઈ ઉપજતી,) તેથી દુર રેહવા આએ ઠેકાંણે આવી વસ્યો. અતરે એને એટલું તો માંન મલવા લાગું કે આજરોજે પેલો અદેખો એનો કાંતો કાહાડવા અતરે આયો. તે પોતાની મતલબમાં આપણે જો એને બંચાવી લેવા અતરે ન હોતે તો પાર પડયો હતે. વારૂ આપણે એવા એક પરમાંનીક આદમીને બચાવામાં ઠીક કર્યું કની, કે જેની આબરૂ એટલીતો બુલંદછે કે પાસેના શેહરમાંથી સુલતાંન પોતાની દરબાર છોડી કાલરોજે પોતાની બેટી ઉપર એના આશીરવાદ મેલવવાને આવનારછે?" બીજો અવાજ બોલ્યો, "સાહાઝાડીને દરવેશના આશીરવાડ લેવાને શા સારૂ ગરજ પડી?" તેને પેહલાએ જવાબ દીધો, "તમોને ખબર નથી કે તેના આંગમાં **દીમદીમ** નો છોકરો **મએમુન** જીન ભરાયોછે, તથા તેણીની ઉપર આશક થયોછે? પણ મને ખબરછે કે દરવેશોનો આએ મુખ્ય તેને કેમ સારી કરશે; એ વાત ઘણીજ સેહલીછે તેથી તમુને તે હું સમજાઉછું. એના મઠમાં એક કારી બીલાડીછે જેની પુછડી ઉપર અરબી શીકા જેટલું એક સફેદ ચકરડુંછે; માતર તેને એ સફેદ જગામાંથી સાત બાલ કાહાડી તેનો ધુંવો સાહાઝાડીનાં માઠાંને આપવો એટલે તરતજ તે સારી થશે, તથા દીમદીમનો છોકરો મેએમુન તેનીને છોડી દેઈ કધી પાછો પાસે આવવાની હીમત કરશે નહીં." આએ જીન અને પરી વચેની વાત સઘલી પેલા દરવેશોના સરદારે સાંભરી લીધી કે જેઓ બાકીની આખી રાત મુગા રહી ગયાં. બીજે દીને સહવાર પડતાંજ તેને જેવું ઉજરડાંથી સઘલું દીસવા લાગું કે એક છેદ પેલા દરવેશની નજરે પડયું જેમાંથી તે સેહેલાઇથી બાહેર નીકલી શકયો.

બીજા દરવેશો જે તેની સોધમાં નીકલ્યા હતા તે તેને જોઈ ખુશી થયા. તેને તેઓને આગલે દીવશે પોતાને મલવા આવેલા પેલા દુષ્ટ આદમીના કરતુકનો હેવાલ તુકમાં કહી સંભલા

વ્યો, અને પોતાની જગીઆએ ગયો. થોડા વખત પછે, પેલા જીન તથા પરીઆંઓએ જે કારી બીલાડી વીશે વાત કીધી હતી, તે હમેસ માફક પોતાના ધની આગલ રમવાને આવી. તેને તેણીને પકડી લેઈ પેલા સફેદ ચકરડાંમાંથી સાત બાલ કાહાડી લેઈ પોતા પાસે એક ગમ મુકી રાખ્યા. સુરજ ઉગતાંજ સુલતાન જે પોતાની સાહાઝાડીને તંદરોસ્તી મલેલી જોવાને બહુજ ખંતી હતો, તથા જે માટે એકે ઉપાય જેથી તેણીને સારૂ થાય તે કરવાને બાકી મુકતો ન હતો, તે મઠના દરવાજા આગલ આવી પોંહોંચ્યો. તેને પોતાના નેગેહબાનોને થોભવાને ફરમાવ્યું ને પોતે પોતાના મુખ્ય અમલદારો સાથે અંદર ગયો. દરવેશો તેને પુશકલ માન સાથ મલ્યા.

સુલતાંને તેમના વડાને એક ગમ લઈ જઈ કહ્યું, "નેકબખત શેક* મારા અતરે આવવાના સબબથી કદાચ તમો વાકેફ તો હશોજ." તેને અદબ સાથ જવાબ દીધો, "હા, શાહેબ, જો હું ભુલતો ન હોઊંતો સાહાઝાડીના દરદને માટે આએ મોટા માંનને હું પોંહોંચ્યોછું." સુલતાંન બોલ્યો, "તેજ મારી આવવાની મતલબછે. જો તમારા આશીરવાદથી તેણીને દરૂસ્ત કરસોતો મને નવી જીંદગી મલેલી હું સમજીસ." તે નેક આદમીએ જવાબ દીધો, "જો તમો નામવર તેણીને અતરે બોલાવશો તો તે કીરતારની મદદથી તેણીનું દરદ દુર કરવાની હું આશા રાખુંછું."

સાહાઝાડાએ બહુજ ખુશીમાં આવી જઈ તેણીને તુરત તેરવા મોકલી; જેની થોડાવારમાં પુશકલ બાંદીઓ સાથે આવી પોંહોંચી. પણ બુરખો નાખેલો હોવાના સબબથી તેણીનો ચેહેરો જનાતો ન હતો. દરવેશના વડાએ તેણીના માઠાં ઉપર એક અફરગાંનીઉ ધરાવીઊં, તથા તેપરના અતસ ઉપર જેવા પેલા સાત બાલ નાખ્યા નહીં કે. દીમદીમનો બેટો જીન મએમુન મોટે ચીચીયારી પાડી કોઇને દીસ્યા વગર સાહાઝાડીને છોડી ગયો. એ ઉપરથી તેણીએ પોતાનો બુરખો ખસેદી નાખ્યો અને પોતે કાહાં હતી તે જોવા ઉઠી ઉભી થઈ, તથા બોલી. "હું કાંહાંછું, મને અતરે કોણ લાયું?" એપરથી સુલતાંને બેહદ ખુશી થઈ તેનીને છાતીસે દાબી તથા તેનીના રૂખસારા ઉપર બોકી લીધી. તેને પછે દરવેશના પ્રમુખનો હાથ ચુમ્યો ને પોતાના સરદારોને પુછ્યુ, "જે શખસે આએ રવેશે મારી બેટીને જીવતદાન બખસ્યું તેને શું ઇનામ તમે આપવાને ભલામન કરોછો?" તેઓ બધા એકજ અવાજે બોલ્યા, "એણીની સાથે એ દરવેશના નેકા કરી આપવા જોઇએ." સુલતાંને કહ્યું, "તમો મારા મતને એક મલતાછો, અને આએ ઘડીથી હું એને મારો જમાઈ કરી લેઊંછું." થોડો વખત પછે મોટો વજીર મરી જવાથી સુલતાંને એ જગ્યા પેલા દરવેશને આપી. સુલતાંન પોતે પણ એ પછે પોતાનો કોઈ છોકરો વારસ દાખલ મુકયાં વગર મરન પાંમ્યો; જેપરથી ધરમગુરૂઓ તથા ઉમરાવોએ મસલત કરી પેલા નેક મરદને એકમતથી પોતાના સુલતાંન દાખલ કબુલ રાખ્યો.

ઉજરડું દીસવાથી સેહરાઝાડીને વાત અધુરી મુકવાની ફરજ પડી. સેહેરીઆરે પેલા દરવેસે તાજ મેલવ્યું, તેને લાયકનો તેને ધારયો, પણ જાણવાને અધીરો બનયો કે આનેથી પેલો અદેખો પોતાની દુસમનઇમાજ મુવો કે નહીં; તથા બાકી રહેલું બીજી રાતે સાંભરવાની મુરાદથી તે ઉઠયો.

* દરવેશના વડાને શેક કરી કહેછે.




સેહરાઝાડીને તેણીની બેને ઉઠાડીઆથી કહ્યું "બીજા જોગીએ પોતાની વારતા આએ મુઆફેક આગલ ચલાવીઃ—"

તે પરમાણીક દરવીસ, પોતાના સસરાના તખત ઉપર આવ્યાં પછે એક દીવસે તેની દરબાર સાથે જતો હતો ત્યારે પેલા અદેખા આદમીને લોકોનાં તોલાં વચે ઉભેલો દીઠો, જે ઉપરથી પોતાની સાથે આવેલા એક વજીરને બોલાવી તેના કાંણમાં કહ્યું, "દોડ, પેલો આદમી તું ઉભેલો જોયછે તેને તેડી લાવ; પણ ખબરદાર તેને ગભરાવતો ના." વજીરે હોકમ બજાવ્યો, અને જ્યારે પેલા અદેખાને સુલતાન હજુર ઉભો કર્યો ત્યારે સુલતાને તેને કહ્યું, "દોસ્ત, તુંને જોઈ હું ઘણોજ મગન થયોછું." પછે પોતાના એક સરદારને બોલાવી હોકમ કર્યો, "જલદી જઈ, આએ માણસને મારા ખજાનામાથી સો સુનાના સીકા આપ. તે સાથે એને સઉથી કીમતી વેપારની જનસોના વીસ ભારા વખારમાથી આપ, તથા એને ઘેર સહી સલામત પોંહોંચવા પુરતા પેહેરેગીરોને સાથે મોકલજે?" આટલો હોકમ કર્યા પછે તેને પેલા અદેખા આદમીને સલાંમ કીધી અને પોતે આગલ વધ્યો.

અબનુશના ટાપુની સાહાજાડીને મારીનાખનાર જીનને આએ વાત કહી રહ્યા પછે હું તે, તેને પોતાને લાગુ પાડી બોલ્યો, "અરે જીન, તેં જોયું કે આએ સખી સુલતાંને પોતા તરફ ચલાવેલી તેને મારી નાખવા જેવી ખરાબ ચાલ તરફ જોયાં વગર તેને દયા સાથે ભેતયો ને મેં કહ્યું તેમ ખજાનાથી ભરપુર કરી તેને પાછો વાલ્યો," તુંકમાં મારેથી બન્યું તેટલી આજુજી કરી મેં તેનેથી માફી ચાહી, પણ તેનામાં દયા ઉપજાવી શકયો નહીં. તેને મને કહ્યું, "તારી જીંદગી બચાવા સીવાય હું વધું તાહારા તરફ રેહેમ કરી શકનાર નથી. એવું તું કદીબી નો ધારતો કે તુંને જેવો આયોછે તેવો પાછો ફરવા દેઇશ; મારી જાદુઇના જોરથી હું તને શું કરી સકીસ તેનો સ્વાદ તું જલદીથી ચાખસે." એટલું કહી તેને મને મજબુત પકડીયો અને મેહેલના મેહરાબદાર છાપડાંમાંથી, (કે જેને તેને જવાને તુરત રસ્તો કરી આપ્યો હતો), તે બાહેર નીકલ્યો. મારી સાથે તે એટલોતો ઊંચે ઉડયો કે પૃથ્વી મને એક નાહના વાદલાં જેટલી દેખાવા લાગી જયાંથી વીજલીના જેટલી જડફથી તે પાછો એક પાહાડ ઉપર ઉતર્યો.

તેને એક મુઠીભરી ધુલ લીધી, અને કાંઇક બડબડી મારીપર ફેંકી, પણ જે તે બોલ્યો તે હું સમજી શકયો નહીં. પછે તેને કહ્યું, "માણસનો આકાર બદલી તું એક વાંદર બની જા." એટલું કહી તે તરત ગેપ થઈ ગયો, અને હું એક અનજાની જગાપર દુખમાં ગરકાવ તથા મારા બાપના મુલકની પાસે કે તેથી દુર હતો તે જાનયા વગર, એક વાંદરના આકારમાં મને જોવા લાગો.

હું પાહડપરથી નીચે ઉતરયો તથા એક મેદાન ઉપર ચાલવા લાગો, કે જે પુરૂં કરતાં મને એક માસ થયો; તે પછે એક દરયા કીનારા


અને પેલાં વાહાન તરફ હલેસાં મારવા લાગો.(સફે ૧૩૨)

આગલ હું જઈ પોહોંતો. દરયો ઘણો સાંત હતો તથા મારેથી તરણ માઇલને તફાવતે એક વાંહાન આવતું મે દીઠું. આવી તક હાથથી જતી ન મુકવાને મે એક ઝાડીની મોટી દાંખલી ભાંજી, તે કીનારે લેઈ ગયો તથા તેની ઉપર બને હાથમાં એકકી હલેસાંને માટે લાકડી ધરી સવાર થયો.

આએ પરમાણે મેં દરીઆવમાં ઝોકાવ્યું અને પેલાં વાહાન તરફ હલેસાં મારવા લાગો. જ્યારે હું તે લોકોની નજદીક જઈ પોહોંતો એટલે તે વાંહાંનપરના ખલાસી તથા ઉતારૂઓ તુતકપરથી આવો એક અજાએબ દેખાવ જોઈ ઘણાં આશ્ચર્ય થવા લાગા. થોડાવારમાં હું વાહાનની બાજુમાં જઈ પોહોતો અને એક દોરડું પકડી વાહાનપર ચહડી ગયો; પણ મારેથી બોલાતું નહીં હતું તેથી હું ઘણો ગુચવનમાં આવી પડયો; અને જે નવી ધાસ્તીમાં હું આવી પડયો હતો તે પેલા જીનના સ્વાધીનથી બચ્ચો તે કરતાં કાંઈ પણ પ્રકારે ઓછી ન હતી.

વાહાનપરના વેપારીઓએ વીચારયું કે જો મને વાહાનપર રેહવા દીધો તો કાંઈ મુસાફરીમાં હરખત થયા વગર રેહશે નહીં. એપરથી એકે કહ્યું, "હું એને એક લાકડાંનો ફતકો મારી ફેંકી દઊં;" બીજો બોલ્યો, "હું એને એક તીરથી વીધી નાખું;" ત્રીજાએ પોતાનું મત આપ્યું કે, "આપણે એને પાછો દરયામાં ફેંકી દેઇજીએ." આએ બધામાંથી એકુએ પોતાનું કહ્યું બજાવ્યું હતે, પણ હું કપતાંન આગલ દોડી ગયો, તથા તેને પગે પડી તથા તેનું પેહરન પકડી કાલાવાલા કરતો હોઊં તેમ ઉભો. મારી આંખમાંથી પડતાં આંસુ જોઈ તેને દયા આવી. તેને મને પોતાના આસરા તલે લીધો તથા મને પોસવાડી સઘલાંઓને દમ ભરાવીને કહ્યું કે જેખી મને હાથ લગાડશે તેને તે સખત શીક્ષા

કરયાં વગર રેહશે નહીં. મારી તરફથી, જોકે મારેથી બોલી ન શકાતું હતું તો પણ મેં મારામાં બનતી તજવીજ કરી તેનો આભાર માન્યો.

પડી ગયલો પવન હવે પાછો ફુંકવા માંડયો. એકજ બાજુનો પવન પચાસ દાહાડા લગન લાગો જેથી એક મોહોટા શેહરનું હમે બંદર કીધું. એ શેહરની વસ્તી મોટી હતી તથા એ શેહર મોટા વેપારી મથક સાથે એક મોટી શેહનશાતની રાજધાની હતું.

અમારાં વાહાનની આસપાસ અગનીત મછવા ભરી લોક ફરી વલ્યાં, કે જેઓમાનાં કેટલાંક હમારાં સહીસલાંમત પોહોંચવાથી પોતાના દોસ્તોને મુબારકબાદી આપવા, અથવા તો જેઓ જે શેહરથી વાહન ઉપડયું હતું ત્યાં હતાં તેની ખેરઆફીઅત પુછવાને, અથવા આવા એક લાંબી મંજલથી આવેલાં વાહાનને જોવા આવ્યાં હતાં.

તેઓ મધે સુલતાંનનાં નાંમથી વેપારીઓ સાથે કાંઈકિ વાત કરવાને કેટલા સરદારો હતા. વેપારીઓના તેઓની આગલ ભેગા થવા પછે એક અમલદાર બોલ્યો, "હમારો નામવર સરદાર સુલતાંન તમારા સહી સલાંમત આવી પુગવાથી ખુશી થયોછે, અને તેને તમોને અરજ ઠરવા કહ્યુંછે કે તમોમાના સર્વેઓએ આએ કાગજ ઉપર થોડીક લીટી લખવાની તસદી લેવી. તમોને આએ માંગનીની સમજ પડે માટે મારે તમોને જનાવવું જોઇએ કે હમારો પેહેલો વજીર જાહેર કાંમકાજમાં પોતાની હુશીઆરી ઉપરાંત ઘણોજ પુરવીન લખનાર હતો. એ સરદાર થોડા દીવસ થયા મરણ પાંમ્યોછે. એ બનાવથી સુલતાંન બહુજ ગમગીન થયોછે; અને જયારેખી તે તેના લખાંન જોતો તારે અજાએબ થયા વગર રેહતો ન હતો; તેથી તેને કસમ લીધાછે કે તેની બરોબર બીજો કોઈ હુસ્યાર લખનાંર ન મલે ત્યાં સુધી તેની જગાએ બીજા કોઇને નેમવો નહીં. એ માટે ઘણાકોએ પોતાની હુસ્યારીના નમુના સુલતાંન આગલ ધરયા પણ આખાં રાજયમાંથી કોઈ પણ મરનાર વજીરની જગા રાખવાને લાયક મલી શકતો નથી."

જે જે વેપારીઓ એવું ગુમાંન રાખતા હતા કે તેવો લખવાની બાબદમાં હુસ્યારી ધરાવતા તેઓએ જે તેમના ધ્યાંનમાં દરૂસ્ત આવ્યું તે લખી આપ્યું. તેઓએ પુરૂં કરવા પછે મેં આગલ જઈ પેલા અમલદારના હાથમાંથી પત્રક લીધું. પણ બધા લોકો, તેમાં મુખ્ય કરી વેપારીઓ, બુમ પાડી ઉઠયા, "અરે એ ફાડી નાખસે; નહી તો દરયામાં ફેંકી દેશે." પણ જયારે તેઓએ જોયું કે મે બરાબર ધપથી પત્રક ધરયું અને લખવાની નીસાંનીથી રજા માગી, ત્યારે ધાસ્તીને બદલે તેઓ અજાએબીમાં પડયા. કપતાંને વળી ફરી મારી પક્ષ ખેંચી, કહ્યું, "એને કરે તે કરવા દો; અને લખવાદો. જો એ કાગજપર ગસા પાડશેતો હું વચન આપુંછું કે હું તરત એને શીક્ષા કરીશ. પણ બીજા હાથ ઉપર જો એ બરોબર લખશે, કે જેમ એ જરૂર કરશે એવી મારી ઉમેદછે કારન એવો સમજુ તથા હુસ્યાર વાદર મે હજુ જોઓ નથી, તો હું તમો સઘલાં દેખતાં જાહેર કરૂંછું કે હું એને મારો દતક કરી લઇશ. મારી પાસે એક વાંદર હતો તે એને અરધે ભાગે હુસ્યારી ધરાવતો ન હતો." કોઇ મારી વચે ન આવવાથી મેં કલમ લીધી અને અરબીમાં વપડાતા છ ધપના અક્ષરે છ જાતની જુદી જુદી કવીતાઓમાં સુલતાંનની તારીફ લખી. વેપારીના અક્ષરથી મારા અક્ષર વધુ સરસ હતા એટલુંજ નહીં પણ હું હીમતથી કહુંછુંકે તેવા તે દેશમાં કોઇનિા કધી દીઠામાં પણ ન આયા હશે. મારાં લખી રેહવા પછે તે અ.

મલદારો તે પત્રક સુલતાંન પાસે લઈ ગયા."

સેહરાઝાડીની વાત આતલે વેર આવવા પછે ઉજરડું થયું, તેણીએ સેહરીઆરને કહ્યું, "સાહેબ, જો મારી વાત આગલ ચલાવા દેશોતો જે મેં કહ્યુછે તે કરતાં વધારે અજાએબ બનાવોથી તમોને ગમત આપીશ."

સુલતાંને વાત પુરેપુરી સાંભરવાનો ઠેડાવ કર્યો હતો તેથી વધું બોલ્યાં વગર ઉઠી ગયો.



રાત ૪૯મી.

બીજે રોજે દીનારઝાડીએ ઉજરડું થવા આગમજ ઉથવાથી પોતાની બેહનને હાંક મારી કહ્યું, "બેહન, જો તમો જાગતાં હોવોતો પેલા વાંદરાને પછે શું કરવામાં આવ્યું તે કહો. મારી ખાતરીછે કે આપણો નામવર સુલતાંન પણ મારી માફકજ તે સાંભરવાને આરજુમંદ હશે."

**સેહરઝાડી**—તમારી બનેની હોંશ હું જલદી પુરી પાડીશ.'

"બીજા જોગીએ પોતાની વારતા આએ પરમાંણે આગલ ચલાવી:—"

સુલતાંને મારા સીવાએ બીજા કોઈનાં પણ લખાંન તરફ નજર કીધા વગર પોતાના અમલદારોને ફરમાવ્યું, "મારા તબેલામાંથી સઉથી સરસ ઘોડો લેઓ તથા તેપર સઉથી કીમતી સાજ નાખો અને એક ઉમદા જરરીન સાચો, જેને આય લખ્યુંછે તેને પેહરાવી, મારી પાસે લેઈ આવો!" આએ હોકમ સાંભરી પેલા સરદારોથી હસવું દાબી સકાયું નહીં. સુલતાંન આએ તેઓની બેઅદબી માટે ગુસ્સે થયો; તથા જો તેઓએ તરત ખોલાસો ન કર્યો હતેતો તેઓને તે સખ્ત શીક્ષા કરતે. તેઓએ કહ્યું, "સાહેબ, તમો નામવરની પાસે અમો ઘણીજ ઓજરખાહીથી દરગુજર ચાહીએ છીએ; કારણ આ દસ્તખત કાંઈ કોઈ આદમીના નહી પણ એક વાંદરનાછે." સુલતાંન બોલી ઉઠયો, "તમો શું બોલોછો, શું આએ અતી શુંદર લખાંન કોઈ માણસનું કરેલું નથી?" તે સરદારોએ ઉતર વાલ્યો, "નહીં સાહેબ, હમો તમો નામવરને પુર ખાતરી સાથે જનાવાની રજા લેઇજીએ છીએ કે એ હમારાં દેખતાં એક વાંદરે લખ્યુંછે." સુલતાંન આએ સાંભરી એટલો તો અજાએબ થયો કે તેને મને જોવાનો ઘેડાવ કર્યો અને તે માટે બોલ્યો, "જાઓ, મારો હોકમ બજા લાવો, અને તે અજાએબ વાંદરને મારી આગલ લેઈ આવો!"

પેલા અમલદારો વાહાંણપર પાછા આવ્યા તથા સુલતાંનનો હોકમ કપતાંનને દેખાડયો, જેને જવાબ દીધો, "સુલતાંનનું ફરમાંન મારે માથે ચડાવીછું." એપરથી તેઓએ તેઓ સાથે લાવેલો કીમતી જબ્બો મને ઓઢારયો તથા કીનારે લેઇ જઈ ત્યાંથી ઘોડા ઉપર બેસાડયો; એજ વખતે સુલતાંન મેહેલમાં મારી રાહ પુષકલ દરબારીઓ સાથે, મને માન આપવા તેમને એકથા કરી, જોવા લાગો.

સરઘસ ચાલવા લાગું. મને જોવાને શેહરના દરેક ભાગોમાંથી દરેક પદવીના લોકોના તોલે તોલાં બંદર ઉપર, મોહુલામાં, જાહેર મકાનોમાં, બારીએ, અગાસીપર, તથા હવેલીઓમાં એકથાં મલ્યાં; કારન વાત કરતાંમાં સુલતાંને

પોતાના મોટા વજીર દાખલ એક વાંદરને પસંદ કર્યોછે એવી વાત સઘલે પંથરાઈ ગઈ હતી. લો-

મેં શેહનશાહને તખત ઉપર પોતાના ઉમરાવો વચ્ચે બેઠેલો દીઠો. મેં તરણ વખત બહુજ



તેઓએ કીમતી જબ્બો મને ઓધારયો...........તથા ઘોડા ઉપર બેસાડયો. (સફે ૧૩૪)

કોની અજાએબીના કાંન ફારી નાખે એવા પોકારો વચેથી તેમની નજર આગલ થઈ હું સુલતાંનનાં મેહલ આગલ આવી પોહોંચ્યો.

નમી કુનસ બજાવી, પછે ગુઠણમંડીએ પડી તેનાં આગલની જમીન ચુમી, અને વાંદરની મુઆફક બેઠો. સઘલી દરબાર મને અજાએબી સાથે જ્ઞ

વા લાગી, તથા સઘલા આશચરચ થતા કે સુલતાંનને કેવી રીતે માંન આપવું એ એક વાંદર કેમ સમજવા લાગો. તેજ પરમાંણે સુલતાંનની પોતાની પણ અજાએબીની હદ રહી નહીં. તુંકમાં કહુંતો જો આએ સાથે મને વાચા હતેતો સુલતાંનને આદરમાંન આપવાની સઘલી ક્રીયા પુરી પડી હતે; પણ વાંદરને બોલતાં કધી આવડતું નથી, અને હું માનસનો વાંદર બનેલો હતો તોપણ મારેથી વાત થઈ શકતી ન હતી.

સુલતાંને દરબાર બરખાસ્ત કરી અને તેની સાથે તેનાં મુખ્ય નોકરો, એક જુવાંન ગોલાંમ તથા મારા સીવાએ બીજુ કોઈ રહ્યું નહીં. દરબારનાં ઓરડામાંથી તે પોતાનાં ખાંનગી દીવાંનખાંણાંમાં ગયો કે જ્યાં તેને ખાંનું મંગાવ્યું. ટેબલ ઉપર પોતે બીરાજ્યાં પછે તેને મને ઇસારત કરી પોતાનાં સાથે જમવાને ફરમાવ્યું. મારી તાબેદારી દેખાડવાને મે તેની સાંમેની જમીન ચુમી, તથા ઉઠી, ટેબલ ઉપર બેઠો, અને અદબ તથા સલુકથી ખાવા લાગ્યો.

ટેબલ સાફ થાય તે આગમજ મે એક લખવાની પેટી જોઈ, જે મારી આગલ ધરવાને મે અસારત કરી. તે લાયાં પછે એક ફલ ઉપર મેં મારાપરનો ઉપકાર સુલતાંનને બેહતમાં લખી આપ્યો. મેં તે ફલ તેની આગલ ધરવાથી તે વાંચી પોતે બહુ ખુશી થયો. ટેબલ સાફ કર્યા પછે તેને માટે એક જાતનો શરાબ આયો જેમાંથી તેને મને પણ આપવાનો હોકમ કર્યો. તે મેં પી જઈ ગલાસ ઉપર બીજી કેટલીક બેઠો, હું જે હાલતે મારી ઉપર પડેલા ગજબો પછે હતો, તે મતલબની લખી. સુલતાંને તે વાંચી કહ્યું, "જો એક માનસ આટલું કરી શકેતો પોતાની જાતમાં તે સઉથી મોટો ગનાય." સુલતાંને પછે સેતરંજનું પાત્યું મંગાવ્યું, અને મને અસારત કરી પુછ્યું કે હું તે રમી જાનતો હતો તથા તેની સાથે તે રમવાને સકતીવાંન હતો. મેં જમીનપર બોસો લીધો અને મારો હાથ મારાં માંઠાં ઉપર મુકી જનાવીઉં કે એ માંન લેવવાને હું તૈયાર હતો. તે પેહેલો દાવ [illegible]વા, પણ બીજો અને તરીજો દાવ હું જીત્યો; અને મને માલમ પડયું કે મારી જીતથી તે જરા ગોસે થયો હતો, તેથી મેં એક બેહત જોડી તેમા જનાવ્યું કે બે લસકરો આખો દાહાડો ઘણાજ જોસથી લડેછે પણ સાજ પરતાં પોત પોતામાં શુલેહ કરી લડાઈનાં મેડાનમાં રાત ખુશીથી ગુજારેછે.

વાંદરોની હુશીઆરીનાં જે જે નમુના મલ્યા હતા તે બધાને ધાંકી નાખે એવા બનાવો મારેથી જોવાથી, એ સઘલી અજાએબી પોતા સાથે બીજાંને દેખાડવાનો તેને થેડાવ કર્યો. એ સુલતાનની એક બેટી હતી કે જેનું નાંમ **ખુબશુરત બાનું** કરી હતું; એનીની ખીદમતમાં સઘલા નોકરોનો સરદાર, જે ત્યાં હાજર હતો તે હતો, જેને સુલતાંને ફરમાવ્યું, "જા તથા તારી, સાહાઝાડીને બોલાવી લાવ. મારી ખુશીછેકે મારી મોજમાં તે પણ ભાગ લેએ."

તે જઇને તુરતજ સાહાઝાડી સાથે પાછો આયો, કે જેનીએ મોહ ઉપર બુરખો નાખ્યો ન હતો; પણ ઓરડામાં દાખલ થતાંજ તેણીએ પોતાનું મોહ ધાંકી દીધું અને સુલતાંનને કહ્યું, "સાહેબ, તમો નામવર એટલી ભુલ કેમ કરોછો. મને ઘણી અજાએબી લાગેછે કે તમોએ મને માણસોની મંડલી વચે બોલાવીછે." સુલતાંન બોલ્યો, "કેમ દીકરી! તું બોલેછે તેનો કાંઈ વીચાર કીધો; અતરે તારો સરદાર, આએ નાધલો ગોલામ અને મારા સીવાય બીજું કોઈ નથી, કે જેઓને તારો ચેહરો જોવાની છુતછે; તે છતાં વરી તું બુરખો નાખી દછે, અને તુંને તેદાવી માટે મને થપકો આપેછે." સાહાજાદીએ જવાબ